



# ॥ श्री सुविचारचंद्रिका ॥

પ્રણેતા

પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રીમન્નથુરામશર્મા.

બીલખા. કાઠિયાવાડ.

પ્રકટકર્તા

ગોવિંદજી ડાહ્યાભાઈ લાખાણી.

પોરબંદર. કાઠિયાવાડ.



અમદાવાદ—પીરમશાહ રોડ ઉપર ધી "નિર્મળ" પ્રી

પ્રેસમાં લલ્લુભાઈ ઈશ્વરભાઈ ત્રિવેદીએ છાપી.

પ્રત ૧૦૦૦ આવૃત્તિ બીજી.

શાકે ૧૮૪૭ સંવત ૧૯૮૨ ઈ. સ. ૧૯૨૬

પડતર મૂલ્ય રૂ. ૦—૫—૦



# ॥ श्रीसुविचारचंद्रिका ॥


પ્રણેતા

પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રીમન્નથુરામશર્મા.

બીલખા. કાઠિયાવાડ.

પ્રકટકર્તા

ગોવિંદજી ડાહ્યાભાઇ લાખાણી.

પોરબંદર. કાઠિયાવાડ.





અમદાવાદ–પીરમશા રોડ ઉપર ધી "નિર્મળ" પ્રી. પ્રેસમાં લલ્લુભાઇ ઇશ્વરભાઇ ત્રિવેદીએ છાપી.

પ્રતિ ૧૦૦૦ આવૃત્તિ બીજી.

શાકે ૧૮૪૭ સંવત્ ૧૯૮૨ ઇ. સ. ૧૯૨૬

પડત મૂલ્ય રૂ. ૦—૫—૦



દોહરો.

સુવિચારરૂપ ચંદ્રિકા, સેવો ધરીને પ્યાર;
દુઃખ સર્વને દૂર કરી, પામો સુખ અપાર. ૧

મળવાનું ઠેકાણું:—
વ્યવસ્થાપક, આનંદાશ્રમ
બીલખા-( કાઠીયાવાડ. )

ॐ

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

કેટલાક સુધારાવધારાસાથે આ બીજી આવૃત્તિ બહાર પાડવા- માં આવી છે. સં. ૧૯૮૨

ॐ

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

આ વિશ્વમાં સર્વ પ્રાણીઓને પ્રિય લાગતું નિર્દોષ ને અખંડ સુખ સુવિચારવિના કોઇ પણ કાલમાં કોઇ પણ મનુષ્યને પ્રાપ્ત થતું નથી. સુવિચાર એ અલૌકિક ચિંતામણિ છે. જેની પ્રાપ્તિવડે મનુષ્ય પોતાના દુઃખરૂપ દારિદ્રયથી શીઘ્ર મોકળો થવા ભાગ્યશાલી થાય છે. સુવિચારરૂપ અલૌકિક ને સુશીતલ ચંદ્રિકા મુમુક્ષુ મનુષ્યોનાં હૃદયોને અલૌકિક શીતલતા આપનારી છે. જેમ લૌકિક ચંદ્રની ચંદ્રિકા (ચાંદની) રસિક સંસારી જનોને આનંદ આપે છે તેમ આ સુવિચાર- રૂપ અલૌકિક ને સુશીતલ ચંદ્રિકા શાંતરસપ્રિય મનુષ્યોને અવશ્ય આનંદ આપશે. જેમ આ લાકિક ચંદ્રની ચંદ્રિકા સાગરના જલને કાંઠાભણી ઉછાળા મારતું કરે છે તેમ આ સુવિચારરૂપ અલૌકિક ને સુશીતલ ચંદ્રિકા મુમુક્ષુ મનુષ્યના હૃદયરૂપ સાગરના ઉત્સાહરૂપ જલને તે સાગરના પરતીરરૂપ બ્રહ્મભણી ઉછાળા મારતું કરશે, અને જેમ લૌકિક ચંદ્રની ચંદ્રિકા સૂર્યના તાપથી અકળાયેલા મનુષ્યોના શરીરનો તાપ દૂર કરે છે તેમ આ સુવિચારરૂપ સુશીતલ ચંદ્રિકા સંસારના તાપોથી અકળાયેલા મુમુક્ષુજનોનાં હૃદયોના તાપો દૂર કરવા માંડશે. જેમ ચોરને અને વિયોગી કામુક મનુષ્યને આ લૌકિક ચંદ્રની ચંદ્રિકા ગમતી નથી તેમાં તે ચંદ્રિકાનો વાંક નથી, પણ તે મનુષ્યોનાં દૂષિત હૃદયોનોજ વાંક છે તેમ પામર અને વિષયી મનુષ્યોને આ સુવિચાર- રૂપ અલૌકિક ને સુશીતલ ચંદ્રિકા ન ગમે તો તેમાં આ ચંદ્રિકાનો વાંક નથી, પણ તે મનુષ્યોનાં દૂષિત હૃદયોનોજ વાંક છે.

સુવિચારરૂપ અલૌકિક અને અતિશીતલ ચંદ્રિકા જે મનુષ્યોનાં હૃદયોઉપર પડશે તે મનુષ્યોનાં હૃદયોને તે શીતલ—શાંત—કરશે. અંતઃકરણની શીતલતા—શાંતિ—અનેક મહાપુણ્યોનું ફલ મનાય છે. અંતઃકરણની શીતલતાજ—શાંતિજ—મનુષ્યને સાચું સુખ આપે છે. જે મનુષ્યના અંતઃકરણમાં શીતલતા—શાંતિ—આવી તે મનુષ્યને આખું જગત્ શીતલ—શાંત—જણાય છે.

આ લઘુલેખને માટે આનાથી વધારે પ્રસ્તાવનાની શી અગત્ય છે?

---

॥ ૐ ॥

# અનુક્રમણિકા.



---



# ॥ श्रीसुविचारचंद्रिका ॥



## મંગલાચરણ.

જે સુવિચારોના અનુષ્ઠાનવડે મનુષ્ય અનાયાસે આ ભયપૂર્ણ ભવસાગર તરવા ભાગ્યશાલી થાય છે તે સુવિચારોના પ્રેરક શ્રીપરમાત્મા-ને બહુમાનપૂર્વક ને પરમપ્રેમપુરઃસર વારંવાર દીર્ઘપ્રણામ હો.

સુવિચારરૂપ મહૌષધનું પરમાદરપૂર્વક સેવન કર્યા વિના મનુષ્યનો આ સર્વ દુઃખોના મૂલભૂત અજ્ઞાનરૂપ કષ્ટસાધ્ય રોગ કદીપણ નિવૃત્ત થતો નથી માટે અજ્ઞાનરૂપ કષ્ટસાધ્ય રોગથી નિરંતર ક્લેશાનુભવ કરતા પ્રાણીઓપર ભક્તવત્સલ પરમાત્મા પરમકૃપા કરી તેમને સુવિચારરૂપ મહૌષધનું વિધિવત્ સેવન કરવાનું સામર્થ્ય આપો, અને એ મહૌષધના યથાયોગ્ય સેવનવડે તેઓ કૃતાર્થ થાઓ.

## સકારણ લેખારંભની પ્રતિજ્ઞા.

શરદાતપરૂપ ત્રિવિધતાપથી પીડાતા મનુષ્યોના તે ત્રિવિધતાપની નિવૃત્તિ કરવાના સાધનરૂપ આ સુવિચારરૂપ શીતલ ચંદ્રિકાને પ્રકટ કરવા-નો પ્રયત્ન થાય છે. તે પ્રયત્ન તેના લોકોને ઉપકારક થાઓ.

## ૧ બ્રહ્મજ્ઞાનનું સર્વોત્તમપણું.

સ્થાવરજંગમ સર્વ પ્રાણિપદાર્થોના અધિષ્ઠાનરૂપ સચ્ચિદાનંદઘન બ્રહ્મ છે. આ બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યા વિના કોઇ પણ પ્રાણી દુઃખથી ને ભયથી અત્યંત મોકળો થઈ શકતો નથી.

સર્વ પ્રકારના જડ પદાર્થો સુખી નથી; તૃણ, વેલા, છોડો ને વૃક્ષો સુખી નથી; અનેક પ્રકારનાં જલચરો સુખી નથી; કૃમિઓ, કીટો, પતંગો ને સર્પાદિ સુખી નથી; અનેક પ્રકારનાં પક્ષીઓ સુખી નથી; અનેક પ્રકારનાં પશુઓ સુખી નથી; આ પૃથિવીપર રહેનારાં બ્રહ્મજ્ઞાનરહિત માણસો સુખી નથી; અને ભુવર્લોકથી માંડીને સત્યલોકપર્યંતના લોકોમાં રહેનારા બ્રહ્મજ્ઞાનરહિત દેવો પણ વાસ્તવિક રીતે સુખી નથી. આ જગત્માં જેઓ પરમસુખરૂપ બ્રહ્મને અભેદભાવે અનુભવવા ભાગ્યશાલી થયા છે તેઓજ આ જગત્માં પરમસુખી છે.

અન્નમાં, વસ્ત્રમાં, ગૃહમાં, ખેતરમાં, રૂપામાં, સુવર્ણમાં, પશુઓમાં, વાહનોમાં, સત્તામાં ને કીર્તિમાં પરમસુખ જોવામાં આવતું નથી. વિવેકી મનુષ્યને તે સર્વ પદાર્થો શુદ્ધસુખયુક્ત પ્રતીત થતા નથી, પણ વિષ મેળવેલી મીઠાઇના જેવા દુઃખયુક્ત પ્રતીત થાય છે.

મનુષ્યની બાલ્યાવસ્થા દુઃખવાળી છે, યુવાવસ્થા દુઃખવાળી છે, ને વૃદ્ધાવસ્થા પણ દુઃખવાળી છે. અજ્ઞાની સ્ત્રીઓ દુઃખી છે, અજ્ઞાની પુરુષો દુઃખી છે, ને નપુંસકો પણ દુઃખી છે. હે દુઃખ ! તું અજ્ઞાની જીવોમાં સર્વત્ર સર્વદા વ્યાપેલું છે.

કુરૂપ મનુષ્ય દુઃખી છે, સુરૂપ મનુષ્ય દુઃખી છે, થોડા કુટુંબવાળો દુઃખી છે, બહોળા કુટુંબવાળો દુઃખી છે, પુત્રહીન દુઃખી છે, પુત્રવાળો દુઃખી છે, નિર્ધન દુઃખી છે, ધનાઢ્ય દુઃખી છે, સત્તાહીન દુઃખી છે,

સત્તાધારી દુઃખી છે, વિદ્યાહીન દુઃખી છે, ને ભણેલો પણ દુઃખી છે. આમ આ પૃથિવીપર સૂક્ષ્મદૃષ્ટિએ જ્યાં જોઇએ ત્યાં સર્વત્ર સર્વદા દુઃખ, દુઃખ ને દુઃખજ પ્રતીત થાય છે.

સામાન્યદૃષ્ટિએ જોઇએ તો વૃક્ષાદિથી કીટ સુખી છે, કીટાદિથી જલચરો ને તિર્યંગો સુખી છે, જલચરો ને તિર્યંગોથી પશુપક્ષીઓ સુખી છે, પશુપક્ષીઓથી મનુષ્યો સુખી છે, મનુષ્યોથી અંતરિક્ષના દેવો સુખી છે, અંતરિક્ષના દેવોના કરતાં સ્વર્ગના દેવો સુખી છે, સ્વર્ગના દેવોના કરતાં મહર્લોકના દેવો સુખી છે, મહર્લોકના દેવોના કરતાં જનલોકના દેવો સુખી છે, જનલોકના દેવોના કરતાં તપલોકના દેવો સુખી છે, ને તપલોકના દેવોના કરતાં સત્યલોકના દેવો સુખી છે. આ સર્વ સુખ બુદ્ધિના સત્ત્વગુણની વૃદ્ધિને લીધે અનુભવાય છે. બ્રહ્મજ્ઞાનથી અનુભવાતા બ્રહ્માનંદરૂપ મહાસાગરની આગળ સત્યલોકનું સુખ એક નાનકડા ટીપાતુલ્ય છે.

તામસસુખના કરતાં રાજસસુખ શ્રેષ્ઠ છે, રાજસસુખના કરતાં સાત્ત્વિક સુખ શ્રેષ્ઠ છે, સાત્ત્વિકસુખના કરતાં શુદ્ધસાત્ત્વિકસુખ શ્રેષ્ઠ છે, અને શુદ્ધ-સાત્ત્વિકસુખથી નિરુપાધિક બ્રહ્માનંદ શ્રેષ્ઠ છે. આ બ્રહ્માનંદજ સર્વોત્તમ સુખ છે. મનુષ્યજન્મ પામીને વિવેકીએ અભેદભાવે તેજ પ્રાપ્ત કરવા-યોગ્ય મનાય છે.

જેમ સૂર્યના પ્રકાશથી અંધકાર દૂર થાય છે, જેમ અગ્નિના સામીપ્યથી ટાઢ દૂર થાય છે, જેમ ચિંતામણિની પ્રાપ્તિથી દારિદ્ર્ય દૂર થાય છે, ને જેમ અમૃતના પાનથી રોગોની નિવૃત્તિ થાય છે તેમ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિથી મનુષ્યના ત્રિવિધતાપની નિવૃત્તિ થઇ જાય છે.

આ પૃથિવીપર મનુષ્યજન્મ પામીને વિવેકી મનુષ્યને આગળ કહેલી રીતે બ્રહ્મનું જ્ઞાનજ પ્રાપ્ત કરવાયોગ્ય છે. પુષ્કલ ધનથી, મોટી

સત્તાથી કે ઘણાં શાસ્ત્રોના વાચનથી મનુષ્યને સર્વ દુઃખોની નિવૃત્તિ ને પરમાનંદની પ્રાપ્તિ થતી નથી, પણ બ્રહ્મના દૃઢ જ્ઞાનથીજ તેને સર્વ દુઃખોના નિવૃત્તિ ને પરમાનંદની પ્રાપ્તિ થાય છે.

બ્રહ્મથી ભિન્ન જે જે પ્રાણિપદાર્થમાં તેને સત્ય માનીને અંતઃકરણની વૃત્તિ જાય છે ત્યાં ત્યાં તે ન્યૂનાધિક દુઃખનોજ અનુભવ કરે છે. આ વિશ્વમાં એક બ્રહ્મજ એવું સ્થાન છે કે જ્યાં જવાથી અંતઃકરણની વૃત્તિ નિર્દુઃખ પરમાનંદનો અનુભવ કરે છે.

હે મન ! લૌકિક જ્ઞાનોની તૃષ્ણાનો પરિત્યાગ કર. એવાં જ્ઞાનોનો પાર નથી, ને તે જ્ઞાનો સાચું સુખ આપનારાં નથી. ઘણા કાલસુધી આવાં જ્ઞાનોની પ્રાપ્તિ કરવા તેં પરિશ્રમ કર્યો, પણ તેના પરિણામમાં તને સ્થાયી સુખનો લાભ થયો નથી, પણ પરિશ્રમજન્ય તથા નિરાશાજન્ય દુઃખનોજ તને અનુભવ થયો છે માટે હવે જે જ્ઞાનથી જીવનાં સર્વ દુઃખોનું શમન થઇ તેને પરમાનંદનો લાભ થાય છે તે જ્ઞાન પ્રાપ્ત કરવામાટેજ તું સર્વદા પ્રયત્નશીલ રહે.

રૂપ, યૌવન, ધન, સત્તા, સ્ત્રી, પુત્ર ને ભણતર એ સર્વના કરતાં બ્રહ્મજ્ઞાનજ શ્રેષ્ઠ છે, કેમકે રૂપાદિ જીવને સ્થાયી સુખ આપનારાં નથી, ને બ્રહ્મજ્ઞાન તો જીવને સ્થાયી સુખ આપનારું છે.

બ્રહ્મજ્ઞાન એ કુરૂપનું પરમસૌંદર્ય, વૃદ્ધનું પૂર્ણયૌવન, નિર્ધનનું મહાધન, સત્તાહીનની મહાસત્તા, સ્ત્રીહીનની રૂપયૌવનગુણસંપન્ના સ્ત્રી, પુત્રહીનનો સુશીલ પુત્ર ને વિદ્યાહીનની પરમા વિદ્યા છે.

નાનાવિધ તાપોથી તપેલા જીવોને બ્રહ્મજ્ઞાન પરમશીતલ કલ્પવૃક્ષ છે. નિરાધારનો તે પરમાધાર છે, ને અનાથને તથા અશરણને તે સનાથ તથા શરણયુક્ત કરનાર છે. હે મન ! આવું સર્વોત્તમ બ્રહ્મ-

જ્ઞાન મેળવવા તું સાધનસંપન્ન થઇ, સંશયવિપર્યય ત્યજી, સર્વદા ઘણામાં ઘણો પ્રયત્ન કર્યા કર.

# ૨ સદ્‌ગુરુનાં ને સત્‌શાસ્ત્રોનાં વચનોમાં શ્રદ્ધા.

શ્રદ્ધાવિના—વિશ્વાસવિના—મનુષ્યથી વ્યવહાર પણ સારી રીતે સિદ્ધ કરી શકાતો નથી તો પછી તેનાથી પરમાર્થ તો સારી રીતે સિદ્ધ ક્યાંથીજ કરી શકાય ?

શ્રદ્ધાવિનાનું મન ભમતું રહે છે, ને કોઈ પણ સ્થલે તે શાંતિનો કે સુખનો અનુભવ કરી શકતું નથી. આ જગત્‌માં શ્રદ્ધાહીન અંતઃકરણવાળા મનુષ્યો વિવેકીઓની દૃષ્ટિએ દયાનાં પાત્રો ગણાય છે.

ઋદ્ધિ, સિદ્ધિ, વિદ્યા, પ્રતિષ્ઠા, પવિત્રતા, મનોબલ, ઉત્સાહ, ધર્મ, ભક્તિ, યોગ, જ્ઞાન, શાંતિ ને સુખ આપનારી સાત્ત્વિકી શ્રદ્ધા જે મનુષ્યના હૃદયમાં નથી તે મનુષ્ય અતિકંગાલ ને શ્રદ્ધાલુ મનુષ્યની દયાનું પાત્ર છે.

આ પૃથિવીપર દૃષ્ટિ કરતાં મનુષ્યને સર્વ ઇચ્છિત વસ્તુઓની પ્રાપ્તિ કરાવનારી શ્રદ્ધાજ વિવેકીઓને કામદુધાના જેવી પ્રતીત થઇ. હે પવિત્ર શ્રદ્ધા ! તું આ જિજ્ઞાસુની પાસે આવ, ને તેના ભમતા ને દુઃખી અંતઃકરણમાં વાસ કર. તારા આગમનથી ને સ્થિતિથી તેના અંતઃકરણને શાંતિ ને સુખ થશે માટે ઓ શાંતિ ને સુખ દેનારી શ્રદ્ધા ! તું ઝટ તેના અંતઃકરણમાં આવ, તારા આગમનનો વિલંબ હવે તે અંતઃકરણ લેશ પણ સહન કરી શકતું નથી.

મૂઢતાવાળી તામસી શ્રદ્ધાના કરતાં ભમતી સ્થિતિવાળી ને બહારથી ડોળવાળી જણાતી રાજસી શ્રદ્ધા ચઢિયાતી છે, અને તે રાજસી

શ્રદ્ધાના કરતાં વિવેકવાળી, સ્થિરતાવાળી ને દંભવિનાની સાત્ત્વિકી શ્રદ્ધા ચઢિયાતી છે. જિજ્ઞાસુના અંતઃકરણમાં સર્વદા સાત્ત્વિકી શ્રદ્ધાજ હોવી જોઇએ.

કેટલાક મનુષ્યોની શ્રદ્ધા તેમની જીભને ટેરવે રહેલી હોય છે, કેટલાક મનુષ્યોની શ્રદ્ધા તેમની જીભના મધ્યભાગમાં રહેલી હોય છે, કેટલાક મનુષ્યોની શ્રદ્ધા તેમની જીભના મૂલમાં રહેલી હોય છે, કેટલાક મનુષ્યોની શ્રદ્ધા તેમના કંઠમાં રહેલી હોય છે, કેટલાક મનુષ્યોની શ્રદ્ધા તેમના હૃદયના ઉપરના ભાગમાં રહેલી હોય છે, કેટલાક મનુષ્યોના હૃદયની શ્રદ્ધા તેમના હૃદયના મધ્યભાગમાં રહેલી હોય છે, અને કોઇકજ મનુષ્યની શ્રદ્ધા તેના હૃદયના મૂલમાં રહેલી હોય છે. સાત્ત્વિકી શ્રદ્ધા મારા હૃદયના મૂલમાં સર્વદા નિવાસ કરો એમ વિવેકી જિજ્ઞાસુ ઇચ્છે છે.

વિવેકી મનુષ્ય પોતાના મનને કહે છેઃ—"હે સુખને ઇચ્છનાર મન ! શું તું સુખને શોધે છે ? જો તું સુખને શોધતું હોય તો હું તને કહું છું કે તું જઇને શ્રદ્ધાને મળ, તે તને સુખ પ્રાપ્ત કરવાનો ટુંકામાં ટુંકો ને સારામાં સારો માર્ગ બતાવશે. હે અશ્રદ્ધાલુ મન ! તું શામાટે શ્રદ્ધાને પ્રાપ્ત કરવા ઇચ્છતું નથી ? તથા તેને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરતું નથી ? શું તું સદ્ગુરુના કરતાં તથા સત્શાસ્ત્રોના કરતાં પોતાને વધારે ડાહ્યું માને છે ? જો તું તને તેમના કરતાં વધારે ડાહ્યું માનતું હોય તો હું તને સ્પષ્ટ કહું છું કે તું મિથ્યાભિમાની હોવાથી મૂર્ખ છે. શું તને ભાન નથી કે જેઓ સ્વલ્પજ્ઞાનવાળા હોય છે તેઓ પ્રાયશઃ પોતાને બધું જાણનારા માને છે ?"

હે અશ્રદ્ધારૂપ બળતી સગડી પોતાના હૃદયપર રાખી ફરનારા મૂર્ખ મનુષ્ય ! જો તું તારા હૃદયને તાપરહિત શીતલ કરવા ઇચ્છતો

હોય તો તારા હૃદયપર રહેલી દાહ ઉપજાવનારી અશ્રદ્ધારૂપ બળતી સગડીને બાળવીને દૂર ફેંકી દે, ને હિમરૂપ શ્રદ્ધાને તારા હૃદયપર ધારણ કર. જેમ સડકપર ચાલનારો મનુષ્ય કૂવામાં પડતો નથી તેમ સાત્ત્વિકી શ્રદ્ધાવાળો મનુષ્ય અધોગતિને પ્રાપ્ત થતો નથી.

સદ્દગુરુના ને સત્શાસ્ત્રના વિના આ વિશ્વમાં મનુષ્યાદિનું વાસ્તવિક હિત ઇચ્છનાર, શાંતિ મેળવવાના તથા સુખ મેળવવાના નિર્દોષ સત્ય ઉપાયો દેખાડનાર, ને દુઃખરહિત પરમાનંદસ્વરૂપમાં સ્થાપન કરનાર કોઇ પણ મનુષ્ય કે દેવ નથી. આ સત્ય જે હૃદયને ન સમજાય તે હૃદય પાપસંસ્કારોના સદ્દભાવવાળું જાણવું.

બ્રહ્મસાક્ષાત્કારવિના સર્વ દુઃખોની અત્યંતનિવૃત્તિ ને પરમાનંદની નિત્યપ્રાપ્તિ થતી નથી, સતત સદાગ્રહવાળા શ્રવણાદિરૂપ પ્રયત્નવિના બ્રહ્મસાક્ષાત્કાર થતો નથી, અડગ ઉત્સાહવિના સતત સદાગ્રહવાળો શ્રવણાદિરૂપ પ્રયત્ન થતો નથી, અને અગાધ શ્રદ્ધાવિના અડગ ઉત્સાહ ઉપજતો નથી. આવી રીતે અગાધ શ્રદ્ધાવિના મનુષ્ય સર્વ દુઃખોની અત્યંતનિવૃત્તિ ને પરમાનંદની નિત્યપ્રાપ્તિ કરી શકતો નથી માટે પરમાનંદની પ્રાપ્તિની ઇચ્છા કરનાર મનુષ્યે પુણ્યકર્મોની વૃદ્ધિવડે ને મહાપુરુષોની સેવાવડે આવી શ્રદ્ધા પ્રાપ્ત કરવી જોઈએ.

જેમ કોઇ પણ અંકવિના એકલાં મીંડાં નકામાં છે તેમ સાત્ત્વિકી શ્રદ્ધાવિના પરમાર્થની પ્રાપ્તિમાટે કરેલાં સાધનો નકામાં છે. જેમ કુલટાના નાનાપ્રકારના શણગારો વિવેકી મનુષ્યોના ઉપહાસના વિષયરૂપ થાય છે તેમ શ્રદ્ધાવિનાના મનુષ્યની ધાર્મિકક્રિયાઓ ઉપહાસના વિષયરૂપ થાય છે; અને જેમ પાયાવિનાનું ગૃહ ટકી શકતું નથી તેમ સાત્ત્વિકી શ્રદ્ધાવિનાના મનુષ્યનું સ્વધર્મપાલન ટકી શકતું નથી.

શ્રદ્ધાવિનાનું હૃદય સ્મશાનના જેવું છે, તેમાં કુકલ્પનાઓરૂપ

ભૂતો ને વેતાલો નાચ્યા કરે છે; અથવા શ્રદ્ધાવિનાનું હૃદય મનુષ્યની વસતિવિનાના ગૃહના જેવું છે, તેમાં સર્પ, ઘો, ગરોળીઓ, પારેવાં, ચામાચિડિયાં, ( છીપાં-કાનકેડિયાં, ) ઉંદર ને ઘુશરૂપ ( કાલરૂપ ) નાનાપ્રકારના સંશયો ને કુનિશ્ચયો નિર્ભયપણે નિવાસ કરે છે.

પેલી વૃદ્ધ, અનુભવી, વિદુષી, પરોપકારી, સમર્થ ને પરમશાંત સાત્વિકીશ્રદ્ધાનામની ડોસીની પર્ણકુટી જુઓ. એ ડોસી બહુજ ભલા સ્વભાવની છે, ને જો તેનું કોઇ પણ પ્રકારનું સાહાય્ય માગવામાં આવે તો તે પ્રસન્નતાથી સર્વને સાહાય્ય આપે એવી છે. સંસારારણ્યનો પ્રવાસ સુખપૂર્વક સંપૂર્ણ કરવા ઇચ્છનારે અવશ્ય તે ડોસીનું સાહાય્ય લેવું જોઇએ.

જેમ રણમાં આમ્રાદિ સુંદર ને ઉપયોગી વૃક્ષો ઊગી શકે નહિ તેમ અપવિત્ર અંતઃકરણમાં સાત્વિકી શ્રદ્ધા ઉપજી શકે નહિ. જેમ ક્ષારવિનાની સુંદર ભુમિમાં આમ્રાદિ સુંદર વૃક્ષો ઊગી શકે છે તેમ પવિત્ર હૃદયમાં સાત્વિકી શ્રદ્ધા આવિર્ભાવ પામી શકે છે.

પોતાના હૃદયની પવિત્રતા થતાં મનુષ્યને પોતાના વ્યતીત થયેલા શ્રદ્ધાહીન જીવનમાટે આવા કે આને મળતા વિચારો થાય છેઃ-

" મેં મૂર્ખાએ મારા પાપસંસ્કારોને વશ થઇને પરમહિતકારી શ્રીસદ્ગુરુનાં ને સતશાસ્ત્રનાં વચનોને સત્ય ન માન્યાં, પણ મારા મૂર્ખાઇભરેલા વિચારોનેજ મેં નિરંતર સત્ય માન્યા. કોઇ પણ પ્રકારના ઉપાયથી પુનઃ પ્રાપ્ત ન કરી શકાય એવો મારા જીવનનો ઘણો ભાગ મેં નિરર્થક વ્યતીત કર્યો. મારી ખદ્યોતના જેવા સ્વલ્પપ્રકાશવાળી બુદ્ધિને હું શ્રીસદ્ગુરુની અભ્રરહિત મધ્યાહ્નના સૂર્યજેવા મહાપ્રકાશવાળી બુદ્ધિના કરતાં શ્રેષ્ઠ માનતો હતો, ને મિથ્યાભિમાનથી ગ્રસિત અંતઃકરણવાળો હું આ જગત્માં મારાથી ભિન્ન કોઇને મારા કરતાં વધારે

ડહાપણવાળો સમજતો નહોતો. મેં પરમશાંતિ ને પરમસુખ આપનારી સાત્ત્વિકીશ્રદ્ધાને મારા હૃદયમાં અવકાશ નહિ આપવામાં મોટામાં મોટી ભૂલ કરી છે. વિદ્યારહિત છતાં પણ જે હૃદય સાચી શ્રદ્ધાવાળું છે તે હૃદય સ્વસ્થ, શાંત ને સુખમય હોય છે અને વિદ્યાવાળું છતાં પણ જે હૃદય સાચી શ્રદ્ધારહિત હોય છે તે હૃદય કુતર્કોવડે ને દુરાચરણોવડે સર્વદા અસ્વસ્થ, ક્રોધાદિ ક્ષોભવાળું ને દુઃખમય હોય છે તેનો મેં મારી મૂર્ખતાથી કાંઇજ વિચાર ન કર્યો. સમગ્ર પૃથિવીપરના ધનકરતાં અથવા સમગ્ર પૃથિવીના અકંટક રાજ્યકરતાં પણ સાત્ત્વિકી શ્રદ્ધા વધારે સુખદાતા છે એવો વિચાર મેં મૂર્ખાએ કદીપણ આદરપૂર્વક ન કર્યો. સાત્ત્વિકી શ્રદ્ધા સર્વ સુખોની સમર્થજનની છે આ વિચાર મારા મનમાં પૂર્વે ઉપજ્યો હોત તો હું હાલ પરમાર્થની પ્રાપ્તિના માર્ગમાં કેટલો બધો આગળ વધી શક્યો હોત ? શ્રદ્ધા ! પૂજ્ય, પવિત્ર ને પરોપકારિણી શ્રદ્ધા ! ! તું મારા હૃદયમાં કૃપા કરીને નિત્યને માટે નિવાસ કર, મને શાંતિ આપ, મને સુખ આપ, અને તારું આજસુધી મેં જે અપમાન કર્યું છે તેને તું કૃપા કરીને શીઘ્ર ભૂલી જા. ”

જેમ સૂર્યનો ઉદય થવાથી ભૂતો, ચોરો, સિંહાદિ હિંસક પ્રાણીઓ ને ઘૂડ આદિ રાત્રે ઊડનારાં પક્ષી આદિ સંતાઈ જાય છે તેમ મનુષ્યના હૃદયમાં સાત્ત્વિકી શ્રદ્ધાનો આવિર્ભાવ થતાં તેમાંથી નાનાપ્રકારના સંશયો, વિપરીતજ્ઞાનો, અસ્વસ્થતા ને અનુત્સાહ જતાં રહે છે.

જેમ સૂર્યનો ઉદય નાનાવિધ કમલોને પ્રફુલ્લિત કરે છે તેમ સાત્ત્વિકી શ્રદ્ધાનો ઉદય તે મનુષ્યના અંતઃકરણનો તથા મુખનો મનોરમ વિકાસ કરે છે.

જેમ ભાગ્યહીન મનુષ્યને આરોગ્યની, પતિવ્રતા સ્ત્રીની, સુપુત્રની, ધનની, સારા નિવાસની, રસકૂપિકાની, સ્પર્શમણિની કે ચિંતા-

મણિની પ્રાપ્તિ દુર્લભ છે તેમ ભાગ્યહીન મનુષ્યને સાત્ત્વિકી શ્રદ્ધાની પ્રાપ્તિ પણ દુર્લભ છે.

તમે શ્રદ્ધા રાખવાથી અલ્પબુદ્ધિવાળા ને અલ્પવિદ્યાવાળા નહિ ગણાઓ, પણ મહાબુદ્ધિવાળા ને મહાવિદ્વાન્ ગણાશો, કેમકે જેઓ સત્યને સત્યરૂપે ઓળખે છે, ને તેને શુદ્ધભાવથી માન આપે છે તેજ આ પૃથિવીપર મહાબુદ્ધિવાળા ને મહાવિદ્વાન્ છે.

અશ્રદ્ધા મહાભયંકર ડાકિની છે. તે મનુષ્યના અંતઃકરણાદિના સાત્ત્વિકબલરૂપ રુધિરનું પાન કરી જનારી છે એ વાત નહિ સમજવાથીજ ઘણા મનુષ્યો અશ્રદ્ધાના સેવનવડે પોતાના વાસ્તવિક હિતને હાનિ પહોંચાડે છે.

અસત્યરૂપ સર્વ દૃશ્યમાંથી સત્યરૂપ બ્રહ્મમાં પહોંચાડનારી, મૃત્યુરૂપ વિષયતૃષ્ણામાંથી અમૃતરૂપ વિષયતૃષ્ણારહિત સ્થિતિમાં પહોંચાડનારી, અને અજ્ઞાનરૂપ ઘાટા અંધકારમાંથી જ્ઞાનરૂપ પરમપ્રકાશમાં પહોંચાડનારી સાત્ત્વિકી શ્રદ્ધા છે તેથી તે શ્રદ્ધા પરમાર્થનાં સાધનોમાં બહુ આદર આપવાયોગ્ય ગણાય છે.

શ્રદ્ધાવિના એકનિષ્ઠાનો ઉદય થતો નથી, એકનિષ્ઠાના ઉદયવિના શ્રીસદ્ગુરુની ઉપાસનામાં ને શ્રવણાદિમાં અસાધારણવેગથી પ્રવૃત્તિ થતી નથી, ને ઇંદ્રિયોનો તથા અંતઃકરણનો નિગ્રહ કરી શકાતો નથી, અને તે સર્વને અભાવે બ્રહ્મસાક્ષાત્કારવડે કૃતાર્થ પણ થઇ શકાતું નથી.

હે મનુષ્ય! તું એક શ્રદ્ધાવાળા મનુષ્યના વિચાર, તેની પ્રવૃત્તિ ને તેની બાહ્યસ્થિતિ શાંત ચિત્તે જો; અને બીજા એક અશ્રદ્ધાવાળા મનુષ્યના વિચાર, તેની પ્રવૃત્તિ ને તેની બાહ્યસ્થિતિ વિવેકપૂર્વક જો; પછી તને એ બે મનુષ્યમાંથી જે મનુષ્યની સ્થિતિ તારું હિત કરનારી જણાય તે સ્થિતિ તું આદરપૂર્વક અંગીકાર કર.

# ૩ વિરાગભાવના.

મુમુક્ષુએ પોતાના અંતઃકરણમાં વિરાગ વધારવા આવી કે આને મળતી ભાવનાઓ કરવી જોઇએઃ—

વૃક્ષો રાગપૂર્વક કોઇ પ્રાણિપદાર્થનું ચિંતન કરતાં નથી, સ્વાર્થી પ્રાણીઓ દુઃખ આપે તે તેઓ પ્રસન્નતાથી સહન કરે છે, પ્રયત્નથી કોઇ પ્રાણીનું તેઓ આરાધન કરતાં નથી, અને અન્ય પ્રાણીને ફૂલફલાદિ આપવામાં તેઓ સંકોચ પામતાં નથી; તેમની આવી દશાને હું ક્યારે પામીશ ?

મનુષ્યરહિત દેવલમાં, વા વૃક્ષના મૂલમાં, વા નદીતળાવાદિના તટપર, અથવા પર્વતની ગુફામાં રુચિપ્રમાણે એક વા બે રાત્રિ સ્થિતિ કરીને પછી પછવાડે તેના ભણી નહિ જોતો છતો સ્થાનની મમતાવિનાનો હું આ પૃથિવીપર ક્યારે વિચરીશ ? અર્થાત્ મારું મન સ્થાનની મમતાથી રહિત ક્યારે થશે ?

જો મહાવિશાલ, પરમપવિત્ર ને પરમરમણીય બ્રહ્મરૂપ સ્થાન મારે રહેવામાટે છે તો પછી મારે બીજા સ્થાનની તૃષ્ણા શામાટે રાખવી જોઇએ ?

હું શ્મશાનભૂમિમાં જઇ બીજાં દુર્ગંધવાળાં હાડકાંઓની સાથે મરણધર્મવાળા મારા કુત્સિત શરીરની સરખામણી ક્યારે કરી શકીશ ? અંતે આના જેવુંજ મારું શરીર પણ બહુકુત્સિત થશે, અને તેના દુર્ગંધથી માંસભક્ષણ કરનારાં શીઆળો પણ તેની સમીપ આવશે નહિ, તો આવા અપવિત્ર શરીરમાં મારે શામાટે પ્રીતિ કરવી જોઇએ ? આ એક શરીરમાં જીવનપર્યંત સાથે રહેનારાં હાડકાંઓ પણ અંતે પૃથક્ પૃથક્ થઇ જશે, તો પૃથક્ રહેનારા મારા અન્ય પ્રિય જનો અંતે

મારાથી બહુ પૃથક્ થઇ જશે એમાં શું કહેવું ! માટે મારે તેઓમાં આસક્તિ રાખવી યોગ્ય નથી.

મનુષ્ય એકલોજ જન્મે છે, એકલોજ મરે છે, અને વર્તમાન-જન્મમાં પણ અન્ય મનુષ્યો તેના સુખદુઃખના વાસ્તવિક ભાગી થતા નથી તેથી તે એકલોજ રહે છે, તો પરમાર્થની પ્રાપ્તિમાં વિઘ્ન કરનારા પ્રિય મનાતા મનુષ્યોમાં વિવેકી મનુષ્યે શામાટે પ્રીતિ કરવી જોઈએ ?

જેમ કોઇ પ્રવાસીઓનો બીજા પ્રવાસીઓની સાથે માર્ગમાં કોઇ સ્થલે નિવાસ થાય છે તેમ સંસારમાર્ગમાં વિચરનારાઓનો પણ સ્વપરના ઉદય પામેલા કર્મને લીધે એક ઘરમાં જન્મ થાય છે એમ સમજી વિવેકી મનુષ્યે સંબંધી જનોમાં આરૂઢ રાગ ન ઉપજવા દેવો જોઇએ.

એકાકીપણું રમ્ય, ખેદરહિત, સર્વ વિક્ષેપને શમાવનારું ને કલ્યાણનો ઉદય કરનારું છે તેથી વિવેકી સાધકે તે સર્વદા સેવવા-યોગ્ય છે. આવું એકાકીપણું વિષયાસક્તિના પરિત્યાગવિના સેવી શકાતું નથી માટે મુમુક્ષુએ સર્વ વિષયોમાંથી આસક્તિનો પરિત્યાગ કરવો જોઇએ.

આ લોકના સ્ત્રી, પુત્ર, દ્રવ્ય ને માનાદિ વિષયોથી માંડીને સત્યલોકના સ્ત્રી આદિ વિષયોમાં હું ક્યારે તૃષ્ણારહિત થઇશ? અર્થાત્ એ સાતે લોકના ઉત્તમોત્તમ ગણાતા વિષયો મને તણખલાના જેવા અતિતુચ્છ ક્યારે પ્રતીત થશે ?

પુષ્પમાલામાં ને નાગણીમાં, હીરાઓમાં ને કાંકરાઓમાં, સોનામાં ને માટીના ઢેફામાં, પુષ્પશય્યામાં ને શિલામાં, બલવાન્ શત્રુમાં ને મને પરમમિત્ર માનનારમાં, આ લોકની રૂપગુણયૌવનસંપન્ન સ્ત્રીથી

માંડીને સત્યલોકની અપ્સરામાં ને તણખલામાં, અને પરમસત્કારમાં ને પરમતિરસ્કારમાં સરખી દષ્ટિવાળો થઈ હું બ્રહ્મધ્યાનમાં ક્યારે નિમગ્ન થઇશ ?

સર્વ દશ્યમાં પરમોદાસીનતા પ્રકટવાથી જેનું અંતઃકરણ શબ્દાદિ વિષયોથી અતિવિમુખ થયું છે એવો, પરમજ્યોતિના ધ્યાનાવેશથી જેની આંખમાં પ્રેમાશ્રુ આવી ગયાં છે ને જેના શરીરપરનાં રૂંવાડાં ઊભાં થઇ ગયાં છે એવો, અને દેહાભિમાન અતિશિથિલ થઇ જવાથી મારા સ્થૂલશરીરને પાષાણ કે વૃક્ષનું ઠુંઠું સમજી પક્ષીઓ કે અરણ્યનાં પશુઓ મારી પાસે ભયરહિત થઇને બેસે, અથવા નિર્ભયપણે મારી પાસે આવે ને જાય એવો હું ક્યારે થઇશ ?

ઘડીઓ, દિવસો, પક્ષો, માસો ને વર્ષો વેગથી ચાલ્યાં જાય છે, શરીર પણ ઉત્તરોત્તર વૃદ્ધાવસ્થાભણી તથા મૃત્યુભણી વેગવાળું પ્રતીત થાય છે, અનેકજન્મોમાં ભોગવેલા વિષયો પણ તેના તેજ છે, છતાં મૂઢ મન ને ઇંદ્રિયો હજી વિષયોથી સંતોષ પામતાં નથી એ બહુ ખેદની વાત છે.

આ જન્મમાં શબ્દાદિ વિષયો બહુવાર ભોગવ્યા. ઉન્મત્ત થઇને શબ્દાદિ વિષયોમાં ને તેનાં ઉપકરણોના વિચારમાં ને સેવનમાં ફરીને ન પ્રાપ્ત થાય એવો ઘણો કાલ વ્યર્થ ગાળી નાંખ્યો. હજી પણ મનને તથા ઇંદ્રિયોને થયેલો આ ભારે ભસ્મક રોગ મટતો નથી, ને વિષયો ! વિષયો ! વિષયો ! ! ! એમ તે ગાંડાં થઇને હજી પણ સર્વદા ઝંખ્યા કરે છે.

મારા આ બહિર્મુખ પાપી મને ને મારી આ વિષયાભિમુખ પાપી ઇંદ્રિયોએ મને બહુ દગો છે. તેમણે સમીપમાં રહેલા પરમાનંદનો

અનુભવ મને કરવા દીધો નહિ, પણ અસત્, તુચ્છ ને બંધન કરનારા વિષયોભણીજ તેમણે મને નિરંતર ખેંચ્યો.

હે લપટા પડી ગયેલા દુષ્ટ મન ! હે લપટી પડી ગયેલી દુષ્ટ ઇંદ્રિયો ! હે હળી ગયેલા પાપી વિષયો ! અને હે વસ્તુતાએ વિષજેવાં છતાં ઉપરથી અમૃતજેવાં જણાતાં વિષયોનાં ઉપકરણો ! તમે મારો ત્યાગ કરો, ત્યાગ કરો, હું હવે તમારાથી બહુજ કંટાળી ગયો છું.

મારી વિષયોમાં રહેલી રમણીયપણાની બુદ્ધિ નાશ પામો, વિષયોમાં રહેલી મારી આરૂઢ ઇચ્છા નાશ પામો, અને વિષયપ્રાપ્તિમાટે રાગપૂર્વક થનારી મારી પ્રવૃત્તિ નિવૃત્ત થાઓ.

---

# ૪ પાપકર્મોનો પશ્ચાત્તાપ.

મોક્ષેચ્છુએ પોતાના હૃદયની શુદ્ધિમાટે પોતાનાં પાપકર્મોનો આવી રીતે કે આને મળતી રીતે પશ્ચાત્તાપ કરવો જોઇએઃ—

પૂર્વજન્મોમાં ને આ જન્મમાં પશુસ્વભાવવાળા મેં મારી મૂર્ખાઇથી મારા આત્માની અધોગતિ કરનારાં જે જે પાપો કર્યાં હોય, વા જે જે પાપો અન્ય પ્રાણીઓદ્વારા મેં કરાવ્યાં હોય, વા જે જે પાપોનું મેં અનુમોદન કર્યું હોય તે સર્વ પાપોને પશ્ચાત્તાપવડે તપેલા અંતઃકરણવાળો હું મારા હૃદયપરનો ભાર ઓછો કરવા હવે સદ્ગુરુની ને પરમાત્માની સમીપ ઉઘાડાં કરું છું.

મારા મન, વાણી ને શરીરવડે મેં પરમાત્મપ્રતિ, સદ્ગુરુપ્રતિ, સત્શાસ્ત્રપ્રતિ, સદ્ધર્મપ્રતિ, તત્ત્વજ્ઞોપ્રતિ, ધર્મના આચાર્યપ્રતિ, માતપિતાપ્રતિ, અન્ય ઉપકાર કરનારપ્રતિ ને અન્યપ્રાણીઓપ્રતિ જે ભયંકર અપકારો કર્યા હોય તે સર્વ અપકારોની હું શુદ્ધ ભાવથી તે સર્વની પાસેથી ક્ષમા યાચું છું.

અજ્ઞાનને વશ થઇ આજસુધી પ્રિય ને અપ્રિયરૂપ નિમિત્તવડે મેં અનેક પ્રકારનું પાપ કર્યું છે, અને અહિંનું સર્વ અહિંજ ત્યજીને ચાલ્યા જવાનું છે એમ મેં આજસુધી જાણ્યું નહિ એ મારાથી મોટી ભૂલ થઇ છે.

જાગ્રત્માં જે જે પ્રાણિપદાર્થોનો અનુભવ કરાય છે તે તે પ્રાણિપદાર્થો પછી સ્મરણમાં આવે છે, અને સ્વપ્નમાં અનુભવેલા પ્રાણિપદાર્થોની પેઠે ગયેલા સર્વ પ્રાણિપદાર્થો પાછા ફરી જોવામાં આવતા નથી, અર્થાત્ સર્વ પ્રાણિપદાર્થો ક્ષણસ્થાયી છે. આવા ક્ષણસ્થાયી પ્રાણિપદાર્થોની પ્રાપ્તિમાટે મેં મૂર્ખાએ ઘણાં પાપકર્મો કર્યા છે, જે પાપકર્મોનું સ્મરણ થતાં આજે મારું હૃદય બહુ કંપી ઊઠે છે.

અહિં જોતાં જોતાં અનેક પ્રિય અને અપ્રિય પ્રાણિપદાર્થો ચાલ્યા ગયા, પણ તેમના નિમિત્તે મેં કરેલું જે ઘોર પાપ છે તે તો કર્મફલપ્રદાતાની આજ્ઞાને અનુસરીને પોતાનું ફલ આપવામાટે મારી આગળજ ઊભું છે.

હું કોઇનો નથી, ને કોઇ મારું નથી આવા શુદ્ધવિચારવિનાના મેં અવિવેક, રાગ ને દ્વેષને વશ થઇને અન્યને માટે પણ અનેક પ્રકારનું પાપ કર્યું છે.

રાત્રિદિવસ વિશ્રાંતિ પામ્યા વિના મારા આયુષ્નો ક્ષય કરે છે, ને મારા આયુષ્માં વધારો તો થતો નથી, તો હું કેમ નહિ મરું ? અવશ્ય મરીશજ. આવો વિચાર સર્વદા મારા મનમાં જાગ્રત્ ન રહ્યો તેથીજ મેં ઘણાં પાપકર્મો કર્યાં છે.

મરણવેલાએ અહિં શય્યામાં પડેલો છતાં, ને બંધુમધ્યે રહેલો છતાં પણ, મર્મસ્થાનોનું છેદન કરનારી મરણની વેદના તો મારે

એકલાનેજ સહન કરવાની છે આ વાત પાપકર્મ કરતી વેલા મારા સ્મરણમાં ન આવી તે બહુજ અયોગ્ય થયું.

યમદૂતોએ ગ્રહણ કરેલાનો કોઇ પણ મનુષ્ય બંધુ કે સુહૃત્ નથી, ત્યારે તો માત્ર પુણ્યજ તેનું રક્ષણ કરનાર છે, પણ તે તો મેં પ્રમાદીએ આદરપૂર્વક સેવ્યું નથી. બહુ ખેદની વાત છે કે મારાથી માત્ર પાપનો સંગ્રહ કરવામાંજ ઉદ્યમ કરાયો છે.

અનિત્ય જીવિતના લોભને વશ થઇ આગામી દુઃખની પ્રાપ્તિને નહિ જાણનારા મેં પ્રમાદીએ બહુ પાપનો સંગ્રહ કર્યો છે, પુણ્યનો લેશ પણ સંગ્રહ કર્યો નથી.

આળસને વશ થઇને મેં મૂર્ખાએ મારા અભ્યુદયમાટે કે નિઃશ્રેયસ-માટે આજસુધી કાંઇ પણ પ્રયત્ન કર્યો નથી. મારું જીવન સ્વલ્પ છે, ને આ જગતમાં મારે પ્રાપ્ત કરવાયોગ્ય બહુ પદાર્થો છે તેનો પાપી આળસે મને અલ્પ સમય પણ વિચાર કરવા દીધો નહિ.

આળસે મારા મનને, ઇંદ્રિયોને તથા સ્થૂલશરીરને બલહીન કરી નાંખ્યાં છે, તેણે મારા મનુષ્યના જીવનમાં ને પશુના જીવનમાં કાંઇ પણ ગણના કરી શકાય એવો ભેદ નજ પાડવા દીધો.

પ્રમાદ ! તેં મારું બહુ બગાડયું. તારે વશ થઇને મેં મારું કર્તવ્ય લગારે સંભાર્યું નહિ, તથા તેનું અનુષ્ઠાન પણ ન કર્યું. મારા ચિંતામણિજેવા મહા મૂલ્યવાન્ મનુષ્યજીવનને તેં કોડીના મૂલ્યનું કરી નાંખ્યું. તેં મને વ્યવહારમાં સેંકડો દુઃખાનુભવ કરાવ્યા, ને પરમાર્થ-નાં ઉપયોગી સાધનોનું તેનો પરિપાક થતાસુધી આદરપૂર્વક અનુષ્ઠાન કરવા દીધું નહિ.

હે દુષ્ટ પ્રમાદ ! તેં મારા પ્રાપ્ત સામર્થ્યનો મને કાંઇ પણ શુભ ઉપયોગ કરવા દીધો નહિ. સ્વર્ગની વા મોક્ષની પ્રાપ્તિનાં સાધનો તેં

મને પ્રાપ્ત કરવા દીધાં નહિ, ને આ લોકનાં સુખનાં સાધનો પણ તેં મને મેળવવા દીધાં નહિ.

હે શઠ પ્રમાદ ! તેં મને અમૃત કહીને વિષ પાયું છે, સુખનું સાધન કહીને તેં મને દુઃખનું સાધન આપ્યું છે, હિતકર વસ્તુ કહીને તેં મને અત્યંત અહિતકર વસ્તુ આપી છે, ને શુભ વસ્તુ કહીને તેં મને અશુભ વસ્તુઓ આપી છે. તેંજ આરોગ્ય, ધન, પ્રતિષ્ઠા, સ્વર્ગ ને મોક્ષની પ્રાપ્તિમાં મને મોટું વિઘ્ન ઉપજાવ્યું છે. તારે વશ થઇને મેં ન કરવાનું ઘણું કામ કર્યું છે.

અવ્યવસ્થાએ મને વ્યવહારપરમાર્થમાં આગળ વધવા દીધો નથી. તેણે મને વ્યવસ્થામાં પ્રીતિ ઉપજવા દીધી નહિ, ને સર્વ વાતમાં અંધાધુંધીમાંજ જોડી રાખ્યો. ભલી ને ઉપકારક વ્યવસ્થાને એ દુષ્ટ ને અપકારક અવ્યવસ્થાએ મારા અંતઃકરણમાં સ્થિર થવા દીધીજ નહિ.

દુષ્ટ દીર્ઘસૂત્રતાએ અલ્પ સમયમાં પૂર્ણ થઇ શકે એવા કોઇ પણ વ્યાવહારિક શુભ કામને ચિરકાલે પણ પૂરું કરવા દીધું નહિ, ને સ્વર્ગની તથા મોક્ષની પ્રાપ્તિનાં સાધનોમાં પણ તેજ પાપિનીએ ફલની સિદ્ધિપર્યંત મારી પ્રવૃત્તિ થવા દીધી નહિ. મારે કરવાના કોઇ પણ કામમાં એ દુષ્ટાએ મને ફાવવા દીધોજ નહિ. મને જે નાનું-મોટું શુભ કામ પ્રાપ્ત થાય તે શુભ કામને મેં એને ( દીર્ઘસૂત્રતાને ) વશ થઇને લંબાવ્યાજ કર્યું છે. મારા વ્યવહારની ને પરમાર્થની પડતીમાં આ દુષ્ટાએ ઘણો ભાગ લીધો છે.

હે અણસમજ ! તેં પણ મારું અહિત કરવામાં કાંઇ બાકી રાખ્યું નથી. વિચાર કરવામાં, જોવામાં, બોલવામાં ને કોઈ પણ કામ કરવામાં તેં સમજને મારા અંતઃકરણમાં આવવા દીધીજ નહિ, ને તેંજ મારા અંતઃકરણમાં રહી તારી દુષ્ટ સત્તા ચલાવીને મારી પાસે

પાછળથી મને બહુ પસ્તાવો કરવો પડે એવા વિચારો ને એવી ક્રિયાઓ કરાવ્યાં છે.

અત્યાહારવડે ને અતિનિદ્રાવડે મેં મારા દેવદુર્લભ ઉત્તમ મનુષ્યજન્મને પશુના જીવનજેવો કરી નાંખ્યો છે. જો આ બે દોષોએ મારો પ્રામાણ્યવહાર પણ સુધારવા ન દીધો તો પછી મને સ્વર્ગનાં સાધનોનું અનુષ્ઠાન કરવામાં ને મોક્ષનાં સાધનોનું અનુષ્ઠાન કરવામાં ક્યાંથીજ પ્રવૃત્ત થવા દે ?

મહાપાપી, અત્યાહારી ને મહાદુઃખદ કામે મારી પાસે કયું નીચ કર્મ કરાવ્યું નથી ? તેણે મારી પવિત્રતા, શુભનિશ્ચય, ધ્યાન, જ્ઞાન, પ્રતિષ્ઠા, સત્ય, પ્રામાણિકતા, અસ્તેય, સંતોષ, તપ, સ્વાધ્યાય, તેજ, બલ, દયા ને ભક્તિ એ સર્વને ઘણી વાર ચોરી લીધાં છે. મુંડો જેમ પોતાને વશ થયેલા વાંદરાને પોતાની ઇચ્છાપ્રમાણે રમાડે તેમ આ દુષ્ટ કામે મને પોતાની ઇચ્છાપ્રમાણે નાચ નચાવ્યા છે. આ મહાપાપીને વશ થઇને મેં ઘણાં દુષ્ટ કર્મો કર્યાં છે. આ મહાપાપીને વશ થવાથીજ મેં ઇશ્વરની, ગુરુની ને શાસ્ત્રાદિની ઘણી વાર અવગણના કરી છે, ને મેં મારા હિતના માર્ગનો પરિત્યાગ કરીને મારા અહિતના માર્ગનો ઘણી વાર સ્વીકાર કર્યો છે.

આ ક્રોધરૂપ ચાંડાલે વારંવાર મારો સ્પર્શ કરી મને અપવિત્ર કર્યો છે. સાધારણ સાધારણ પ્રસંગમાં પણ તે મારા અંતઃકરણમાં પ્રકટ થઇને મને બાળ્યા કરતો, ન બોલવાનું હોય તે તુરત મારી પાસે બોલાવતો, ને ન કરવાનું કામ તે મારી પાસે તુરત કરાવતો.

આ ક્રોધરૂપ રાક્ષસે મારું લોહી પીવામાં કાંઇ પણ કચાશ રાખી નથી. તેણે મારા શરીરના સાતે ધાતુઓને વારંવાર બહુ તપાવ્યા છે, ઇંદ્રિયોમાં ઘણો પરિતાપ ઉપજાવ્યો છે, અંતઃકરણને અત્યંત

સપાવ્યું છે, ને પ્રાણને પણ બહુ વ્યાકુલ કરી નાંખી મારા અંતઃકરણને ખેદાનુભવ કરાવ્યો છે. હે દુષ્ટ ક્રોધ ! મેં તારે વશ થઇને અન્ય મનુષ્યે કરેલી ભૂલની શિક્ષાઓ બહુવાર ભોગવી છે. દાવાનલ જેમ વનમાંનાં વૃક્ષાદિને બાળે તેમ તેં મારા શરીરમાંના રુધિરાદિ દ્રવ્યને બાળ્યું છે. તેંજ મારી પાસે અનેક વાર હિંસા કરાવી છે, અને જે તે પ્રાણીની સાથે વૈર કરાવ્યું છે.

આ ક્રોધે સ્નેહિજનોની સાથે અને સંબંધિજનોની સાથે વૈર કરાવ્યું છે, ગુરુજનોનું ને દેવોનું અપમાન કરાવ્યું છે, જેમને જે વચનો ન કહેવાં જોઇએ તેમને તે વચનો કહેવરાવ્યાં છે, જેમના ભણી જેવી દૃષ્ટિએ ન જોવું જોઇએ તેમના ભણી તેવી દૃષ્ટિએ જોવરાવ્યું છે, અને જેમને માર ન મારવો જોઇએ તેમને માર મરાવ્યો છે. ટુંકામાં કહું તો એ પાપીએ મને ઘણી વાર ગાંડાજેવો બનાવ્યો છે. એ સર્વનું સ્મરણ થતાં મારું ચિત્ત બહુ ખેદાનુભવ કરે છે.

હે લોભ ! તેં મને મૂર્ખ બનાવવામાં કાંઇ પણ મણા રાખી નથી. મારે આ જોઇએ, ને મારે તે જોઇએ એવા વિચારોમાં ને ભાષણમાં તેં મારા મનને તથા વાણીને વેગવાળાં રાખ્યાં છે. જીવતાં હું જે પ્રાણિપદાર્થોને મારા માનું છું તે પ્રાણિપદાર્થો મરણપછી મારા રહેવાના નથી એ વાત નક્કી છતાં મેં મૂર્ખાએ મમતાપૂર્વક પ્રાણિ-પદાર્થોનો સંગ્રહ કરવામાં બહુ આદર સેવ્યો છે. મારા શરીરનું ક્ષણભંગુર-પણું ને પારમાર્થિક સાધનોનું અનુષ્ઠાન ભૂલી આ દ્રવ્ય, આ પદાર્થો ને આ પ્રાણીઓ મને કે મારા વારસને વા વારસોને ઉપયોગી થઇ પડશે એવા મિથ્યા વિચારોને વશ થઇ મેં દ્રવ્ય, પ્રાણીઓ ને પદાર્થો ને ભેળાં કરવામાંજ મારા જીવનનો ઘણો ભાગ વ્યતીત કર્યો છે, ને તેમાંથી કાંઇ દ્રવ્ય સન્માર્ગે વાપરવામાં મેં લેશ પણ આદર સેવ્યો

નથી. તારે વશ થઇને મેં ચોરી, અસત્યભાષણ ને હિંસાદિ દોષો પણ કર્યા છે.

કીડીઓ જેમ પ્રાયશઃ તેતરોને માટે દાણાનો સંગ્રહ કરે છે, ને મધમાખીઓ જેમ પ્રાયશઃ મધ પાડનારાઓને માટે મધનો સંગ્રહ કરે છે તેમ મેં પ્રાયશઃ બીજાઓને માટેજ દ્રવ્યનો સંગ્રહ કર્યો છે. આત્મજ્ઞાનરૂપ–અવિનાશી ને પરમાનંદરૂપ–ધન મેળવવા ને તેનો સંગ્રહ કરવા મેં અલ્પબુદ્ધિવાળાએ આદરપૂર્વક કાંઇ પણ પ્રયત્ન કર્યો નથી, અને વિનાશી ને દુઃખના હેતુરૂપ લૌકિક દ્રવ્ય સંપાદન કરવા તથા તેનો સંગ્રહ કરવા મેં અલ્પબુદ્ધિવાળાએ ઘણા આદરપૂર્વક બહુ પ્રયત્ન કર્યા કર્યો છે.

મેં અવિવેકને વા મોહને વશ થઇને મારા હિતને અહિતરૂપ ને મારા અહિતને હિતરૂપ સમજીને પશ્ચાત્તાપ ઉપજાવનારા ઘણા વિચારો ને કર્મો કર્યા છે. મેં ઘણી વાર અમૃતને વિષરૂપ માનીને તથા વિષને અમૃતરૂપ માનીને અમૃતને ઢોળી નાંખવામાં ને વિષને પીવામાં પ્રવૃત્તિ કરી છે.

જીવની અધોગતિ કરાવનારા મદને વશ થઇને મારાથી શ્રેષ્ઠ જનો-ભણી દૃષ્ટિ નહિ કરતાં ધન, સત્તા, રૂપ, યૌવન, વિદ્યા ને ગુણાદિનું મેં ઘણી વાર મિથ્યાભિમાન કર્યું છે. આ મિથ્યાભિમાન મારા અંતઃકરણમાં રહેલા પુણ્યસંસ્કારોનો વિનાશ કરી મારા અંતઃકરણમાં રહેલા પાપ-સંસ્કારોને બલવાન્ કરનાર છે એ મને મિથ્યાભિમાનના વેગમાં તણાતાં સમજાયું નહિ.

મેં બીજાઓની નિરર્થક ઈર્ષ્યા કરી મારા અંતઃકરણને તથા લોહીને બહુ તપાવ્યું છે. એ ઈર્ષ્યાને વશ થઇને મેં નહિ બોલવાયોગ્ય ઘણા શબ્દોનું ઉચ્ચારણ કર્યું છે, અને નહિ કરવાયોગ્ય ઘણા વિચારો કર્યા છે. વળી એ દોષને વશ થઇને મેં ઘણા સજ્જનોનો તિરસ્કાર પણ કર્યો છે.

## ૫ બહિર્મુખ જનોના સંગના પરિત્યાગની અગત્ય.

પોતાનાથી ઊતરતા વિચારવાળા ને ઊતરતા આચારવાળા સર્વ મનુષ્યોના ને તેમાં પણ વિશેષે કરીને વિષયલંપટ બહિર્મુખ મનુષ્યોના સંગથી દૂર રહેવાવડે તથા કામાદિથી ઊઠતા કુવિચારોથી પોતાના મનને દૂર રાખવાવડે મનુષ્યના મનમાં પ્રાયશઃ વિક્ષેપનો પ્રાદુર્ભાવ થતો નથી તેથી તે બંનેનો ત્યાગ કરી મોક્ષસાધકે પોતાના કર્તવ્યનું આદર-પૂર્વક અનુષ્ઠાન કરવું જોઇએ.

સ્નેહથી અથવા દ્રવ્ય, સત્કાર ને યશાદિની લાલસાથી બહિ-ર્મુખ મનુષ્યોના સંગનો ત્યાગ નજ થઇ શકે તો તેણે વિચારવું જોઇએ કે પોતાના અનિત્ય શરીરનો અન્યના અનિત્ય શરીરમાં સ્નેહ થવો યોગ્ય નથી, કેમકે અહિંથી જુદા પડ્યા પછી સહસ્ત્રો જન્મોમાં પણ પુનઃ કોઇ પ્રિય મનુષ્ય કોઇના જોવામાં આવવાનો નથી. જ્યાંસુધી પ્રિય મનુષ્યનું દર્શન થતું નથી ત્યાંસુધી તેમાં પ્રીતિ રાખનારનું મન અધૈર્યને સેવે છે તેથી તે એકાગ્ર થતું નથી, અને પ્રિય મનુષ્યને જોઇને પણ અનિત્ય-ની પ્રાપ્તિવડે પરિપૂર્ણ તૃપ્તિનો અસંભવ હોવાથી પ્રીતિ રાખનારનું મન પરિપૂર્ણ તૃપ્તિને પામતું નથી, પણ ચિરકાલ તેના દર્શનની અભિ-લાષાવડે પૂર્વની પેઠે વ્યથા અનુભવે છે. એવી રીતે અશાશ્વત શરીરવાળા ને પોતાના પ્રારબ્ધને વશ વર્તતા પ્રિય મનુષ્યમાં આરૂઢ પ્રીતિ રાખવાથી પરમાનંદ આપનાર શાશ્વત ધર્મથી ભ્રષ્ટ થવાય છે માટે વિવેકી મનુષ્યે બહિર્મુખ મનુષ્યમાં આરૂઢ પ્રીતિ રાખવી યોગ્ય નથી.

બહિર્મુખ જનોની સાથે રહી તેમના જેવું આચરણ કરવાથી તે મનુષ્યની અવસ્ય દુર્ગતિ થાય છે, અને તેમની સાથે રહી જો

તેમના જેવું આચરણ કરવામાં ન આવે તો તેઓ દ્વેષ કરે છે, તો વિચારો કે બહિર્મુખ જનોની સાથે રહેવામાં ને તેમની સાથે સ્નેહ રાખવામાં શો લાભ છે ? તેઓ પોતાના કોઇ પ્રયોજનને લઇને ક્ષણમાં સુહૃત્‌જેવા જણાય છે, વળી ક્ષણમાં કોઇ તુચ્છ નિમિત્તવડે તેઓ શત્રુજેવા જણાય છે, અને કોઇ વેલા સંતોષ પામવાના પ્રસંગમાં પણ તેઓ અતિકોપ કરે છે. એવી રીતે બહિર્મુખ જનો કોઇ પણ ઉપાયથી પ્રસન્ન કરી શકાય એવા નથી માટે તેમનાથી સર્વ પ્રકારે દૂર રહેવામાંજ વિવેકી મનુષ્યને લાભ છે.

બહિર્મુખ જનો પ્રાયશઃ કોઇનો ઉપદેશ સાંભળતા નથી, તેઓ પોતાનાથી શ્રેષ્ઠની ઈર્ષ્યા કરે છે, પોતાની સમાન હોય તેની સાથે તેઓ નિરર્થક વિવાદ કરે છે, પોતાનાથી ઊતરતા હોય તેમના પ્રતિ તેઓ અભિમાન કરે છે, કોઇ સ્વાર્થી મનુષ્ય તેમની સ્તુતિ કરે તો તેઓ ફૂલાઇ જાય છે, અને નિંદા કરનારનો તેઓ અતિદ્વેષ કરે છે. આવા વર્તનવાળા બહિર્મુખ જનોનું સામાન્યમતિવાળા મનુષ્યથી હિત શી રીતે કરી શકાય ?

બહિર્મુખ મનુષ્યોના સંગથી સંગ કરનાર મનુષ્યમાં આત્મશ્લાઘા, પરદોષપ્રકાશન ને સંસારસુખકથન એ દોષો ઉપજવાનો અવશ્ય સંભવ છે માટે મોક્ષસાધકે બહિર્મુખ મનુષ્યથી સર્વથા સર્વદા દૂર રહેવું ઉચિત છે.

બહિર્મુખ ને નાસ્તિક મનુષ્યથી સુખેચ્છુએ દૂર રહેવું, અને કદાચિત્ દૈવયોગથી તેનો સંગ થાય તો મોક્ષસાધકે તેને રાગદ્વેષ-રહિત સમભાવવાળા મનવડે ઉપયોગપૂરતો પ્રસન્ન રાખવો, પણ તેનું અપમાન ન કરવું.

---

## ૬ શ્રવણાદિ જ્ઞાનનાં સાધનોમાં અડગ પ્રીતિ રાખવી.

પોતાના શ્રીસદ્‌ગુરુની પરમાદરપૂર્વક સેવા કરીને બ્રહ્મના જ્ઞાનની પ્રાપ્તિ કરાવનારા વેદાંતશાસ્ત્રનું શ્રવણ, મનન ને નિદિધ્યાસન એ અડગ પ્રીતિપૂર્વક કરવાં જોઇએ. અડગ પ્રીતિવિના વ્યાવહારિક કામ પણ સારી રીતે કરી શકાતું નથી તો પછી પારમાર્થિક કામ અડગ પ્રીતિ-વિના સારી રીતે કેમ કરી શકાય ?

કોઈ પણ કામમાં મનુષ્યને જ્યારે પ્રીતિ પ્રકટે છે ત્યારે તે કામનું તેને સારી રીતે સ્મરણ રહે છે, અને તે કામને સારું ને સમયસર કરવા તે ઉત્સાહપૂર્વક પ્રયત્ન કરે છે. જ્યારે અલ્પ સમય-માટેની પ્રીતિ આવું શુભ પરિણામ લાવે છે ત્યારે અડગ પ્રીતિ તેનાથી વધારે સારું પરિણામ લાવે તેમાં શું આશ્ચર્ય ?

પ્રીતિવિના કરવામાં આવતાં શ્રવણાદિ સાધનો યથાયોગ્ય સિદ્ધ કરી શકાતાં નથી, ને તેથી તે યથાયોગ્ય ફલ આપવા સમર્થ થઇ શકતાં નથી. અડગ પ્રીતિપૂર્વક કરવામાં આવતાં તે સાધનો ઉત્તમ પ્રકારે સિદ્ધ કરી શકાય છે, ને તે સમય આવે પોતાનું યથાયોગ્ય ફલ આપવા સમર્થ થાય છે.

પ્રીતિવિના મનુષ્યને સ્વકર્તવ્ય રસહીન પ્રતીત થાય છે, ને પ્રીતિ-વડે મનુષ્યને સ્વકર્તવ્ય રસમય પ્રતીત થાય છે.

જેમ લોકકથનપ્રમાણે ઉંઘતા મનુષ્યની ભેંસ પાડો જણે છે, જેમ ઉંઘતા મનુષ્યના ખેતરમાં કે ખળામાં ચોરી થાય છે, ને જેમ ઉંઘતાં ઉંઘતાં દળનારીનો લોટ વાછડાં કે કૂતરાં ખાઇ જાય છે તેમ પ્રીતિવિના કરેલા કામનું ફલ પણ કાચી અવસ્થામાં સૂકાઇ જાય છે.

પ્રીતિવિના કરેલું કોઇ પણ કામ નહિ કર્યાના જેવું છે, ને પ્રીતિપૂર્વક કરેલું કામ યથાયોગ્ય કર્યાના જેવું છે.

પ્રીતિવિના કરવા માંડેલા કોઇ પણ શુભ કામમાં સાધારણ વિઘ્ન આવતાંજ તે શુભ કામ પડતું મૂકી દેવાય છે, ને અડગ પ્રીતિપૂર્વક કરવા માંડેલા કોઇ પણ શુભ કામમાં ગમે તેટલાં વિઘ્નો આવે તોપણ તે શુભ કર્મ મનુષ્યથી પડતું મૂકી શકાતું નથી.

નિત્ય નિરંતર ચિરકાલ વિધિવત્ વેદાંતશ્રવણાદિ કરવામાં આવે તો જીવનો દુઃખમય જીવભાવ શમી તે પરમસુખરૂપ બ્રહ્મ થઇ જાય છે, આવું વેદાંતશ્રવણાદિનું માહાત્મ્ય જો સમજાય તો પછી તે મનુષ્યને તેમાં પ્રીતિ કેમ ન પ્રકટે ?

અડગ પ્રીતિપૂર્વક શુભ કર્મ કરનારો મનુષ્ય દેવજેવો છે, અને પ્રીતિવિના બલાત્કારે શુભ કર્મમાં પ્રવૃત્ત થનારો પ્રાકૃત મનુષ્ય પશુજેવો છે.

અડગ પ્રીતિપૂર્વક પોતાના શુભ કર્મમાં પ્રવૃત્ત થનારા મનુષ્યનું હૃદય, મુખ ને નેત્ર વિકાસ પામેલાં પ્રતીત થાય છે; અને પ્રીતિવિના પોતાને પ્રાપ્ત થયેલા શુભ કર્મમાં પ્રવૃત્ત થનાર મનુષ્યનું હૃદય, મુખ ને નેત્ર સંકોચ પામેલાં પ્રતીત થાય છે.

ખેડુતો પોતાની ખેતીના કામમાં, વ્યાપારીઓ પોતાના વ્યાપારના કામમાં, સેવકો પોતાની સેવાના કામમાં, વિદ્યાર્થીઓ પોતાની વિદ્યાના અધ્યયનમાં, કવિઓ ને લેખકો કાવ્ય કરવામાં ને લેખ લખવામાં, યોધાઓ યુદ્ધ કરવામાં, દાતાઓ દાન કરવામાં, ને સાધકો પોતાના પારમાર્થિક સાધનના અનુષ્ઠાનમાં જ્યારે અડગ પ્રીતિપૂર્વક પ્રવૃત્ત થાય છે ત્યારે અવશ્ય તેઓ પોતાના કામમાં સારો લાભ મેળવે છે

પ્રીતિવિના કોઇ પણ કામમાં પૂરી પ્રવૃત્તિ થઇ શકે નહિ, અને પૂરી પ્રવૃત્તિ થયા વિના કોઇ પણ ઇચ્છિત વસ્તુની વા ઇચ્છિત સ્થિતિની પુરી પ્રાપ્તિ થઇ શકે નહિ. જો તમે તમારા પ્રાપ્તવ્યવહારમાં આગળ વધવા ઇચ્છતા હો તો તમે તમારા હૃદયમાં તમારા પ્રાપ્તવ્યવહારના કામમાં પ્રીતિનો ઉદય થવા ધો, ને જો તમે પરમાર્થની પ્રાપ્તિનાં સાધનોને સફલ કરવા ઇચ્છતા હો તો તમે તમારા હૃદયમાં તેમાં પ્રીતિનો ઉદય થવા દો.

મનુષ્યના હૃદયમાં વિશુદ્ધ ને બલવાળી પ્રીતિનો ઉદય સારાં વસ્ત્રો પહેરવાથી, સારા ને મૂલ્યવાન્ અલંકારો ધારણ કરવાથી, અંગને નાનાવિધ સુગંધ લગાડવાથી, સારું સારું ખાવાથી, ઘણાં પુસ્તકો વાંચવાથી, ઘણું ભણવાથી, જેનો તેનો સંગ કરવાથી, ઘણા દેશોમાં પ્રવાસ કરવાથી, ઘણું ધન મેળવવાથી, મોટી સત્તા પ્રાપ્ત કરવાથી કે મોટી કીર્તિ મેળવવાથી થતો નથી, પણ મનુષ્યના પૂર્વજન્મોનાં ને આ જન્મનાં પુણ્યોથી ને પરમાત્માની કૃપાથી તે મનુષ્યના હૃદયમાં તેવી પ્રીતિનો ઉદય થાય છે.

હે પ્રીતિ ! તું મનુષ્યને જે વિષયભણી લઇ જવા ધારે તે વિષયભણી તેને સુખપૂર્વક લઇ જવાનું સામર્થ્ય ધરાવે છે માટે તું સુખેચ્છુ મનુષ્યને વેદાંતશ્રવણાદિભણીજ લઇ જવાની કૃપા કરજે કે જેથી તેમનું ભવિષ્યમાં અત્યંત ભલું થાય.

હે પ્રીતિ ! તું તારા મલિનસ્વરૂપમાં મનુષ્યને વૈતરણી આદિ મહાન્ ભયંકર નરકોમાં લઇ જવાના સામર્થ્યવાળી છે, અને તું તારા શુદ્ધસ્વરૂપમાં મનુષ્યને પુનરાવૃત્તિરહિત દુઃખાતીત પરમાનંદપદે સ્થાપવાના સામર્થ્યવાળી પણ છે. હે મનુષ્ય ! તું સર્વદા પ્રીતિના ઉજ્જવલ સ્વરૂપમાંજ લુબ્ધ થજે.

હે વિવેકવાળા મનુષ્ય ! તું તામસી પ્રીતિના કરતાં રાજસી પ્રીતિને શ્રેષ્ઠ સમજજે, રાજસી પ્રીતિના કરતાં તું સાત્ત્વિકી પ્રીતિને

શ્રેષ્ઠ સમજજે, ને સાત્ત્વિકી પ્રીતિના કરતાં તું શુદ્ધસાત્ત્વિકી પ્રીતિને શ્રેષ્ઠ સમજજે.

હે વિશુદ્ધપ્રીતિ ! આવ, આ મનુષ્યના આ રસહીન ને કેવલ ઉજડજેવા જણાતા હૃદયને તું રસવાળું ને શુભ ગુણોની વસતિવાળું કર. તારા આગમનવિના મનુષ્યને શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખ અનુભવાતાં નથી, અને તેના હૃદયની વિશાલતા પણ થઇ શકતી નથી.

હે મીઠા સ્વભાવવાળી પ્રીતિ ! આવ, બહુ ઉતાવળે આવ, આ મનુષ્યના હૃદયને વેદાંતશ્રવણથી, મનનથી ને નિદિધ્યાસનથી થતા લોકોત્તર આનંદમાં નિમગ્ન કરી દે. તું જ્યાંસુધી સાધક જીવને પૂરું સાહાય્ય નહિ કરે ત્યાંસુધી દુર્બલ જીવ એકલો શું કરી શકવાનો છે ? માટે તું તેના હૃદયમાં પૂર વેગથી પ્રકટ, તેને બીજું સર્વ અનિત્ય ભૂલાવ, ને તેને તેના હિતના માર્ગમાં બહુ વેગવાળો કર.

---

## ૭ વેદાંતશ્રવણાદિ બ્રહ્મજ્ઞાનનાં સાધનોમાં ઉત્સાહ રાખવાની અગત્ય.

મોક્ષમાં પ્રીતિ, સહનશીલતા, ક્ષમા ને શ્રદ્ધાવિના બ્રહ્મજ્ઞાનનાં સાધનોના અનુષ્ઠાનમાં મનુષ્યના ચિત્તમાં અડગ ઉત્સાહ ઉપજતો નથી, ને અડગ ઉત્સાહ ઉપજ્યા વિના મનુષ્યથી પુણ્યની કે જ્ઞાનની પ્રાપ્તિ કરી શકાતી નથી. નિષ્કામ શુભ કર્મમાં, પરમાત્મભક્તિમાં કે જ્ઞાનનાં શ્રવણાદિ સાધનોમાં જે સમુદ્યમ તે ઉત્સાહ કહેવાય છે; અને આલસ્ય તથા હાસ્ય આદિ કુત્સિત વિષયોમાં આસક્તિ, કઠિન શુભકર્મમાં ચિત્તમાં ઉપજતો વિષાદ ને આત્મશ્રદ્ધાનો અભાવ એ ઉત્સાહના પ્રતિપક્ષીઓ કહેવાય છે.

જેમ આકડાનું તૂલ વાયુના વેગને વશ વર્તે છે તેમ આ લોકનાં ને પરલોકનાં સર્વ શુભકાર્યોની સિદ્ધિ અડગ ઉત્સાહને વશ વર્તે છે માટે મોક્ષસાધકે પોતાના મનને નિરંતર અડગ ઉત્સાહથી ભરપૂર રાખવું યોગ્ય છે.

વિવેકી મનુષ્ય પોતાના મનમાં અડગ ઉત્સાહની વૃદ્ધિ કરીને પોતાના મનને નિરંતર આત્મામાં એકાગ્ર કરે. અડગ ઉત્સાહાદિને અભાવે જે મનુષ્યનું મન વિક્ષેપવાળું છે તે મનુષ્ય કલેશની દાઢોમાં રહ્યો છે એમ જાણવું.

જો તમે વ્યવહારમાં સુખી થવા ઇચ્છતા હો તો તમે તમારા અંતઃકરણને તમારા પ્રામાણ્યવ્યવહારમાં પરમોત્સાહવાળું રાખો, જો તમે સકામ શુભકર્મના અનુષ્ઠાનવડે આ લોકનું કે પરલોકનું સુખ સંપાદન કરવા ઇચ્છતા હો તો તમે તમારા અંતઃકરણને તમારા તે સકામ શુભકર્મમાં પરમોત્સાહવાળું રાખો, જો તમે શાસ્ત્રોક્ત વા સદ્‌ગુરૂપદિષ્ટ નિષ્કામકર્મના અનુષ્ઠાનવડે તમારા અંતઃકરણને નિર્મલ કરવા ઇચ્છતા હો તો તમે તમારા અંતઃકરણને તે નિષ્કામકર્મમાં પરમોત્સાહવાળું રાખો, જો તમે પરમાત્માની અનપાયિની અનન્યભક્તિવડે તમારા અંતઃકરણને પરમાનંદમાં અહોનિશ ઓતપ્રોત કરી દેવા ઇચ્છતા હો તો તમે તમારા અંતઃકરણને પરમાત્માની અનપાયિની અનન્યભક્તિનાં સાધનોમાં પરમોત્સાહવાળું રાખો, જો તમે તમારા ચિત્તનો નિરોધ કરવા ઇચ્છતા હો તો તમે તમારા અંતઃકરણને ચિત્તનિરોધનાં સાધનોના અનુષ્ઠાનમાં પરમોત્સાહવાળું રાખો, ને જો તમે બ્રહ્મસાક્ષાત્કારવડે મોક્ષ મેળવવા ઇચ્છતા હો તોપણ તમે તમારા અંતઃકરણને બ્રહ્મસાક્ષાત્કારનાં સાધનોના અનુષ્ઠાનમાં પરમોત્સાહવાળું રાખો. ઉત્સાહજ મંગલરૂપ હોવાથી સૌ મંગલને આપનારો ને વિઘ્નરૂપ અમંગલને દૂર કરનારો છે.

ઉત્સાહવિનાનો મનુષ્ય મીણના પુતળાજેવો નમાલો છે. તે પોતાનું આ લોકનું કે પરલોકનું કાંઈ પણ હિત સાધી શકતો નથી.

## ૮ ઇંદ્રિયનિગ્રહ તથા ચિત્તનિગ્રહ કરો.

શબ્દાદિ વિષયો વસ્તુતાએ સત્ય નથી; ને વિષયોમાં, ઇંદ્રિયગણોમાં, અંતરિક્ષમાં અથવા અન્ય સ્થલે રાગદ્વેષાદિ દોષો નથી; છતાં તેઓ જીવોની ઇંદ્રિયોનું તથા તેના મનનું મથન કરી નાંખે છે. એ સર્વ બાહ્યદૃષ્ટિવડે પ્રતીત થતા વિષયો ને રાગદ્વેષાદિ મિથ્યા છે માટે હે ઇંદ્રિયો ! હે અંતઃકરણ ! તમે તેઓમાં સત્યપણાની બુદ્ધિ ન રાખો, અને રાગદ્વેષાદિને વશ ન થાઓ, તથા તમે વિષયોના ભણી ગાંડાં થઇને ન દોડો.

વિવેકી મનુષ્યે નેત્રની નિષ્ફલ ચંચલતા કદીપણ ન કરવી. નિવૃત્તિપરાયણ સાધકે પોતાની બંને આંખોને થોડી ઉઘાડી રાખી પોતાના નેત્રની વૃત્તિને નાસાગ્રપર સ્થાપેલી અથવા પોતાના ચરણથી ચાર હાથ દૂર રાખવી. દૃષ્ટિના ને ચિત્તના ખેદને દૂર કરવા ક્યારેક તેણે દિશાઓનું અવલોકન પણ કરવું. જ્યારે કોઇ મનુષ્ય પોતાની સમીપ આવે ત્યારે તેણે માત્ર તેની પ્રતિચ્છાયા જોઈ તેના સ્વાગતમાટે તેના સામું સાધારણરીતે સમભાવવડે જોવું. માર્ગાદિમાં ચાલતાં તેને ચોર આદિને માટે જો દિશાઓમાં દૃષ્ટિ કરવાની અગત્ય જણાય તો તેણે ઊભા રહીને ત્રણે દિશાઓમાં જોવું, ને પાછા વળીને પછવાડે જોવું. તેણે શરીરની સ્થિતિ યથાયોગ્ય રાખવી, કુચેષ્ટા કરવાવડે તેની અનુચિત સ્થિતિ ન કરવી.

પુસ્તકો, પાટલા તથા વાસણાદિ લેવામૂકવામાં, બારીબારણાનાં

કમાડો ઊઘાડવાવાસવામાં, તથા કોઇ પદાર્થ આપવાલેવામાં ખડખડાટ ન થાય તથા ઉદ્ધતપણું ન જણાય એમ વિવેકી સાધકે સાવધાનતા રાખવી જોઇએ.

વિવેકી સાધકે પોતાની વાણીને વશ વર્તાવવા બહુ પ્રયત્ન સેવવો. બોલ્યા પહેલાં મનુષ્ય પોતાની વાણીનો સ્વામી છે, પણ બોલ્યા પછી તે મનુષ્ય પોતાની વાણીનો દાસ થઇ જાય છે એ તેણે કદીપણ નજ ભૂલવું જોઇએ.

જેમ વિષ શરીરમાંના અલ્પ વ્રણદ્વારા શરીરમાં રહેલા રુધિરમાં મળી આખા શરીરમાં પ્રસરી જાય છે તેમજ ચિત્તદોષ અંતઃકરણમાં અણુમાત્ર અવકાશ પામીને ચિત્તમાં પ્રસરી જાય છે માટે વિવેકી સાધકે કોઇ પણ ચિત્તદોષને પોતાના ચિત્તમાં કયારેય અણુમાત્ર પણ અવકાશ ન આપવો જોઇએ.

જેમ કોઇ ચંડ નૃપતિની આજ્ઞાથી તેલથી પરિપૂર્ણ પાત્ર હાથમાં લઇને કોઇ પુરુષ ઊઘાડી તરવારોવાળા રાજપુરુષોથી વીંટાઇને આમાં-થી જો એક પણ બિંદુ પડશે તો અવશ્ય આ રાજપુરુષો મને મારી નાંખશે એવા ભયથી તે પાત્રમાંના તેલનું રક્ષણ કરવામાં તત્પર રહે છે તેમ બ્રહ્મચર્યાદિ વ્રત પાળનારે નરકાદિના ભયનો વિચાર કરી પોતાના તે વ્રતનું પરમધૈર્ય ને અત્યંતસાવધાનતાથી સર્વદા રક્ષણ કરવું જોઇએ.

જેમ ભયંકર વિષધર સર્પને પોતાના શરીરભણી આવતો જોઇને આ મને કરડશે એવા ભયથી મનુષ્ય સત્વર ઊભો થાય છે તેમ જ્યારે પ્રમાદ, આલસ્ય ને વિષયાનુરાગાદિની પ્રતીતિ પોતાના મનમાં થાય ત્યારે સાધકે તુરત સ્વકર્તવ્યનું સ્મરણ, ઉદ્યોગ ને વૈરાગ્યાદિરૂપ તેનો પ્રતીકાર કરવો.

સ્વકર્તવ્યના વિસ્મરણવડે જો મોક્ષસાધકના ચિત્તમાં કામાદિ દોષોનો અનુપ્રવેશ થાય તો તે મોક્ષસાધકે પોતાના ચિત્તમાં પરિતાપ પામી આમ ચિંતવવું જોઇએઃ–" અહો ! બહુ ખેદની વાત છે કે હું જાણતાં છતાં પણ આ દુષ્ટ દોષથી છળાયો. હવે મારે તેનું કેવી રીતે પ્રતિવિધાન કરવું કે જેથી હું પુનઃ તેનાથી ન છળાઉં," એવું ચિંતન કરી પછી તે સર્વદા દઢતા ને સાવધાનતાથી વર્તે, પણ કયારેય શિથિલ નજ થાય.

જ્ઞાન, વૈરાગ્ય ને સદાચારવાળા પુરુષના સમાગમમાં અનુકૂલ બુદ્ધિપૂર્વક રહેવાથી મોક્ષસાધકને સ્વકર્તવ્યની સ્મૃતિ અનાયાસે રહે છે તેથી મોક્ષસાધક બની શકે તેટલો સમય પ્રીતિપૂર્વક તેવા પુરુષના સમાગમમાં રહે.

રૂપાદિ વિષયો આ લોકમાં અને પરલોકમાં મનુષ્યને અનર્થ ઉપજાવનારા છે, તે વિષયો પોતાનામાં ( વિષયોમાં ) પ્રીતિ રાખનાર મનુષ્યને આ લોકમાં બંધ, વધ ને છેદનાદિ દુઃખો આપે છે, ને પરલોકમાં તેને નરકાદિવિષે દારુણ દુઃખ આપે છે.

જો પૃથિવીપર પડેલાં ગતિરહિત હાડકાંઓ ને માંસ જોવાથી તને ત્રાસ થાય છે તો તે હાડકાંઓ તથા માંસ કોઇ વેતાલવડે ચલાયમાન કર્યાં છતાં તને ભય કેમ ન આપે ? આપેજ. સ્ત્રીપુરુષનાં જીવતાં શરીરો જો હાડમાંસાદિનો સમૂહ નથી તો બીજું શું છે ? છતાં તને તેમનાથી ભય ન થતાં તેમાં આરૂઢ રાગ શામાટે થાય છે ?

એકજ જાતના આહારમાંથી મનુષ્યના મુખની લાળ ને વિષ્ટા ઉપજે છે, છતાં હે મહામોહાંધ ! તને વિષ્ટા અપ્રિય કેમ લાગે છે ? અને મનુષ્યના મુખની લાળનું પાન કરવું તને રુચિકર કેમ લાગે છે ? આમ થવામાં તારા ચિત્તમાં રહેલું આત્મસ્વરૂપનું અજ્ઞાનજ કારણ છે, બીજું કાંઇ કારણ નથી.

રૂ ભરેલા રેશમના કોમલ તકિયાસાથે, તે દુર્ગંધથી તથા અ-પવિત્રતાથી રહિત છતાં પણ, અપવિત્ર પદાર્થોમાં મોહ પામેલા—રાગ-રૂપ હલાહલ વિષથી મૂર્ચ્છિત થયેલા—કામીઓ કદીપણ રમતા નથી, પણ મનુષ્યશરીર જે દુર્ગંધયુક્ત ને અપવિત્ર છે તેની સાથે તેઓ પ્રસન્નતાથી રમણ કરે છે.

હે વિષયાંધ ! જો તને અપવિત્ર પદાર્થમાં રાગ ન હોય તો તું અન્યના અપવિત્ર સ્થૂલશરીરને શામાટે રાગપૂર્વક આલિંગન કરે છે ? અન્યનું સ્થૂલશરીર માંસરૂપ કાદવથી લીંપેલું અને સ્નાયુથી બાંધેલું હાડપિંજર છે એ તું સર્વદા સ્મરણમાં રાખ.

તારા શરીરમાંજ લાળ, શેડા, ખોડે', મૂત્ર ને વિષ્ઠા આદિ ઘણા અપવિત્ર પદાર્થો ભરેલા છે તેથી તું સંતોષ પામ, એવા પદાર્થોરૂપ ને નિત્ય અપવિત્ર પદાર્થોને બહાર કાઢનારા અન્ય મનુષ્યના શરીરનું હે લાળાદિરૂપ મલભક્ષણ કરવાના સ્વભાવવાળા થયેલા મનુષ્ય ! તું વિસ્મરણ કર.

હે વિષયાંધ ! જો તું એમ કહે કે:—"હું માંસમાં પ્રીતિવાળો થયેલો હોવાથી અન્યના શરીરને જોવાને તથા સ્પર્શ કરવાને ઇચ્છું છું" તો હે મૂઢ ! તું અચેતનસ્વભાવવાળા માંસને જોવાને તથા તેનો સ્પર્શ કરવાને કેમ ઇચ્છે છે ? જો માંસને જોવાની તથા તેનો સ્પર્શ કરવાની તારી ઇચ્છા હોય તો તું ખાટકીને ત્યાં જઇ પશુ આદિના માંસને જો, તથા તેનો સ્પર્શ કર. જો તું તેના આત્માને જોવાને તથા તેના સ્પર્શ કરવાને ઇચ્છતો હોય તો તું તેને જોવાને તથા તેનો સ્પર્શ કરવાને સમર્થ નથી, છતાં તું મૂર્ખ થઇને અન્ય મનુષ્યના માંસમય શરીરને રાગભરેલી દૃષ્ટિએ કેમ જુએ છે ? તથા તેનો વૃથા સ્પર્શ શામાટે કરે છે ?

અન્યના શરીરને કદાચ તું અપવિત્ર ન સમજતો હોય તો તેમાં વિવેકી મનુષ્યને બહુ આશ્ચર્ય લાગવા સંભવ નથી, પણ તું તારા પોતાના શરીરને સ્વાનુભવથી અપવિત્ર જાણતો નથી એ બહુ આશ્ચર્યની વાત છે !

હે મહામોહાંધ ! સૂર્યનાં કિરણોવડે વિકાસ પામેલા પવિત્ર કમલનો ત્યાગ કરી તું મનુષ્યના અપવિત્ર શરીરરૂપ હાડપિંજરમાં શામાટે પ્રીતિ કરે છે ?

માટી કે વસ્ત્ર જો મનુષ્યનાં મલમૂત્રાદિ અપવિત્ર પદાર્થોથી ખરડાયાં હોય તો તું તેનો સ્પર્શ કરવા ઇચ્છતો નથી તો પછી અપવિત્ર પદાર્થોના સમૂહરૂપ જે શરીરમાંથી તે અપવિત્ર પદાર્થો નીકળે છે તે અપવિત્ર શરીરનો સ્પર્શ કરવા તું કેમ ઇચ્છે છે ?

હે મોહાંધ ! જો તને અપવિત્ર પદાર્થમાં રાગ નથી તો તું અપવિત્ર સ્થાનમાંથી ઉત્પન્ન થયેલા, અને જેનું બીજ અપવિત્ર છે, તથા જે અપવિત્ર પદાર્થવડે વૃદ્ધિ પામેલ છે એવા અન્યના શરીરને ભાન ભૂલીને શામાટે આલિંગન કરે છે ?

હે મૂઢ ! જો તું વિષ્ઠાદિ અપવિત્ર પદાર્થોમાંથી ઉપજેલા અપવિત્ર કૃમિનો સ્પર્શ કરવા ઇચ્છતો નથી તો પછી અપવિત્ર પદાર્થોમાંથી ઉપજેલા અન્યના અપવિત્ર શરીરનો સ્પર્શ કરવાને તું શામાટે ઇચ્છે છે ?

મનુષ્યના મનને આંધળું કરનાર મહામોહનો આજ દુષ્ટ પ્રભાવ છે કે જેથી તને તારા અપવિત્ર શરીરપર સૂગ ચઢતી નથી, અને તું અન્યના અપવિત્ર શરીરનો પ્રેમપૂર્વક સ્પર્શ કરવાને ઇચ્છે છે.

કર્પૂરાદિ પવિત્ર ને મનોજ્ઞ પદાર્થો, તથા ચોખા, ઘઉં ને શાકાદિ સુંદર પદાર્થો મુખમાં નાંખી પછી બહાર કાઢી ભૂમિપર નાંખવાથી ભૂમિ પણ અશુદ્ધ થાય છે તો તે પવિત્ર ને સુંદર પદાર્થોને પોતાના સંગથી

અપવિત્ર ને કુરૂપ કરનાર તે શરીર કેટલું બધું અપવિત્ર ને કુરૂપ છે તેનો તું વિચાર કર. આ શરીર અપવિત્ર ને કુત્સિત છે એમ પ્રત્યક્ષ જોતાં છતાં પણ જો તને તે વાતમાં વિશ્વાસ ન આવતો હોય તો તું શ્મશાનમાં જઇને ત્યાં પડેલાં બીજાં ભયંકર મૃતશરીરોને જો.

જો માણસના શરીરપરથી ચામડી ઊતારી લેવામાં આવે તો તે શરીરને જોઇને કોમલ હૃદયના મનુષ્યને ત્રાસ ઉત્પન્ન થાય છે, આમ જાણ્યા છતાં પણ હે મૂઢ ! તને તે શરીરમાં પુનઃ કેમ પ્રીતિ થાય છે ?

સર્વ મનુષ્યોના શરીરોનું સ્વાભાવિક દુર્ગંધવાળાપણું જાણી સ્વ-પરના શરીરમાં રાગ ન ઉપજે એજ કલ્યાણકર છે. તેને ચંદનાદિવડે કૃત્રિમ સુગંધવાળું કરી સ્વપરના શરીરમાં રાગ ઉપજાવવામાં કોઇ પણ મનુષ્યને વાસ્તવિક લાભ નથી.

સ્વાભાવિકરીતે વધેલા કેશવડે તથા નખોવડે, દાતણ કર્યા વિના મેલા તથા પીળા થઇ ગયેલા દાંતોવડે, સ્નાનાદિના અભાવથી શરીરપર ચઢેલા મેલવડે, અને વસ્ત્ર ધારણ કર્યા વિના નગ્નપણાવડે આ શરીર સ્વાભાવિકરીતે પ્રેતના જેવું ભયંકર લાગે છે. આવા ભયંકર શરીરને મૂલ્યવાન્ વસ્ત્રોવડે તથા અલંકારોવડે શણગારવાનો જે મનુષ્ય પ્રયત્ન કરે છે તે મનુષ્ય આત્મઘાતમાટે ખડ્ગાદિ શસ્ત્રને સજનાર મનુષ્યના જેવો મૂર્ખ છે.

જો નગરની બહારના વા ગામની બહારના શ્મશાનમાં કેટલાંક શવોનાં અસ્થિપંજરોને જોઇને તને ઘૃણા ઉત્પન્ન થાય છે તો હે મૂર્ખ મનુષ્ય ! નગરરૂપ વા ગામરૂપ શ્મશાનમાં ચાલતાં પરશરીરરૂપ અસ્થિપંજરની સાથે રમણ કરવાનું તને કેમ મન થાય છે ?

આવું અપવિત્ર ને કુત્સિત મનુષ્યશરીર પણ પૂર્વજન્મોના પુણ્યરૂપ મૂલ્ય આપ્યા વિના પ્રાપ્ત થતું નથી; વળી આ અપવિત્ર ને કુત્સિત

મનુષ્યશરીરના નિર્વાહમાટે કૃષિ, વાણિજ્ય ને સેવા આદિમાં જોડાઇ મનુષ્યને પુષ્કલ ક્લેશાનુભવ કરવો પડે છે માટે વિવેકી મનુષ્યે પોતાના આ કુત્સિત ને મલિન શરીરમાંથી પ્રીતિ ત્યજી પવિત્ર આત્મામાંજ પ્રીતિ રાખવી ઉચિત છે.

વિષયાભિલાષી મનુષ્યોને વિષયોની પ્રાપ્તિ કરવામાટે ઘણું દુઃખ ભોગવવું પડે છે, ને તેના પ્રમાણમાં તેમને વિષયજન્ય સુખ તો ઘણું થોડું મળે છે, જેમ ઘણા ભારથી ભરેલું ગાડું વહન કરનાર બળદોને ભાર ઘણો તાણવો પડે છે, ને માર્ગમાં ખાવામાટે માત્ર અલ્પ ઘાસજ મળે છે તેમ.

અવશ્ય નાશ પામનારા આ તુચ્છ સ્થૂલશરીરના હિતમાટે મનુષ્યોનો મોટો ભાગ પ્રાયશઃ સર્વ કાલ અત્યંત શ્રમ કર્યા કરે છે; તે સમયનો થોડો ભાગ પણ જો તે મનુષ્યો પોતાના આત્માનું વાસ્તવિક હિત કરવાના કામમાં લગાડે તો તેઓ પોતાના આત્માનો સુખપૂર્વક ઉદ્ધાર કરી શકે.

દીર્ઘકાલ તીવ્ર નરકાદિનું દુઃખ આપનાર શબ્દાદિ વિષયોને, અલ્પ કાલને માટે મરણમાત્ર દુઃખ આપનારાં શસ્ત્ર, વિષ, અગ્નિ, પર્વતપરથી પડવું કે શત્રુ એમાંના કોઈ એકની ઉપમા આપી શકાતી નથી, અર્થાત્ સ્થૂલશરીરનો નાશ કરનાર શસ્ત્રાદિથી જીવની અધોગતિ કરનારા વિષયો વધારે અપકારક છે.

હે મૂઢ મનુષ્ય ! તું સ્વશરીરમાં વા પરશરીરમાં આરૂઢ રાગ શામાટે રાખે છે ? તું તારા શરીરમાંના સર્વ પદાર્થોને પૃથક્ કરીને જો. વાળ, ત્વચા, નાડીઓ, રુધિર, માંસ, હાડકાં ને મજ્જા આદિનો સમૂહ તે મનુષ્યનું સ્થૂલશરીર છે. તેમાંના કયા પદાર્થમાં વિવેકીએ પ્રીતિ રાખવી ઉચિત છે ? એ સર્વ પદાર્થો દુર્ગંધવાળા, અપવિત્ર,

નિઃસાર ને જોતાં ગ્લાનિ ઉત્પન્ન કરે એવા છે એમ શું તને નથી સમજાતું ?

આ સ્થૂલશરીર કૂતરાં, શીઆળ, વરુ, કાગડા, સમળી ને ગીધ આદિના ભક્ષ્યરૂપ છે, તેમાં વિવેકીએ આરૂઢ પ્રીતિ રાખવી ઉચિત નથી. હે અજ્ઞ મનુષ્ય ! તું જ્યાંસુધી પોતાના સ્થૂલશરીરમાંથી તથા અન્યના સ્થૂલશરીરમાંથી પ્રીતિ નહિ ત્યજ ત્યાંસુધી તને વારંવાર સ્થૂલશરીરની પ્રાપ્તિ થયા કરશે, ને ત્રિવિધ તાપથી તું શેકાયા કરીશ.

શરીરમાંનાં માંસ, નાડીઓ ને હાડકાં આદિના સમૂહઉપર જો ચામડી ન હોત તો મનુષ્યને પોતાના સ્થૂલશરીરનું ગીધ, કાગડા, સમળી ને કૂતરાથી રક્ષણ કરવામાટે બહુજ સાવધ રહેવું પડત, ને શરીરપરથી માખીઓ ઊડાડવા પણ બહુજ પ્રયત્ન કરવો પડત. આવા કુત્સિત શરીરમાં જે પ્રીતિ પ્રતીત થાય છે તે મહામોહના સામર્થ્યથીજ પ્રતીત થાય છે. શાશ્વતસુખેચ્છુએ દૃઢ વિવેકવડે એ મહામોહનો નિઃશેષ નાશ કરવો જોઇએ.

અન્યના શરીરના સ્પર્શથી તારા શરીરના અપવિત્ર મેલઉપરાંત અન્યના શરીરના અપવિત્ર મેલનો પણ તારા શરીરની સાથે સંયોગ થવાનો સંભવ છે, ને તેથી તારા શરીરના માનેલા પવિત્રપણાનો નાશ થવાનો પણ સંભવ છે.

જો તને તારા પોતાના શરીરના અપવિત્ર ગંધવડે તથા તેની મલથી ભરપૂર સ્થિતિના દર્શનવડે પણ તેમાં વિરતિ ઉપજતી નથી તો હવે તને અન્યના શરીરમાં વિરતિ ઉપજાવવામાટે કયો ઉપદેશ કરવો ?

બહારના અસત્, તુચ્છ ને બંધક વિષયોભણી વેગથી દોડનારી તારી મહાપાપી ઇંદ્રિયોનો તથા તારા બહિર્મુખ મનનો તું લેશ પણ વિશ્વાસ કદીપણ ન કર. અત્યંત કુત્સિત શરીરોમાં તેઓજ રમણીય-

પણાની બુદ્ધિ ઉપજાવી પોતાના તુચ્છ સ્વાર્થમાટે તને તે વિષયોભણી ખેંચે છે. હે મૂઢ મનુષ્ય ! તું સદ્ગુરુનો તથા સત્શાસ્ત્રનો સુદૃઢ વિશ્વાસ નહિ કરતાં તેવાં મહાપાપીઓનો વિશ્વાસ શામાટે કરે છે ?

જેમ અફીણ તથા મદ્યાદિ અત્યંત અસાર ને અપકારક પદાર્થોના સેવનમાં તારી પોતાની ઇચ્છાથી કે અન્ય મનુષ્યના આગ્રહથી તું પ્રવૃત્ત થાય નહિ તેમ વિષયસેવનને અત્યંત અસાર ને અપકારક જાણી તેમાં તારી ઇચ્છાથી વા સામા મનુષ્યની ઇચ્છાથી તારે શામાટે પ્રવૃત્ત થવું જોઇએ ? આવી રીતે મહાન્ ભયના હેતુરૂપ વિષયોથી ઉદ્વેગ પામીને વિવેકવડે આત્મામાં પ્રીતિ ઉપજાવવી એજ આ મનુષ્યજન્મનો ઉત્તમ લાભ છે.

પોતાનું વાસ્તવિક સ્વરૂપજ શબ્દાદિ વિષયોથી અસંખ્યગણું શ્રેષ્ઠ હોવાથી ચંદનના જેવાં શીતલ ને ઉજ્જ્વલ ચંદ્રનાં કિરણોવાળા, રમ્ય ને સ્વચ્છ શિલાતલોવાળા, કલહરહિત, ખેદરહિત, કોલાહલરહિત, પ્રસન્નતા ઉપજાવનારા, ઉપદ્રવરહિત, પવિત્ર ને પ્રશાંત એવા વનમાં, પવિત્ર શૂન્યાલયમાં પવિત્ર વૃક્ષની નીચે, કે રમણીય ગુફામાં તૃષ્ણારહિત વિવેકી યોગીઓ આદરપૂર્વક પોતાના વાસ્તવિક સ્વરૂપનું વા સ્વપરના વાસ્તવિક હિતનું ચિંતન કરે છે.

આત્માભિલાષી, ગૃહના અભિમાનવિનાનો ને કોઇથી પ્રતિબંધ નહિ પામેલો પુરુષ જે સંતોષરૂપ સુખને અનુભવે છે તે સંતોષરૂપ સુખ ઇંદ્રને પણ દુર્લભ છે.

અજ્ઞાની મનુષ્યો ઇંદ્રિયોની વ્યાકુલતારૂપ દુઃખમાંથી નીકળવામાટે વિષયસેવનરૂપ વધારે દુઃખભણીજ પ્રીતિપૂર્વક દોડે છે, અને સુખ મેળવવાની ઇચ્છાએ અત્યંત અવિવેકથી શત્રુની પેઠે પોતાના વાસ્તવિક સુખને હણે છે. તે મનુષ્યોના શુભ કર્મનો ઉદય થયે પરમાત્મા તેમના અવિવેકને

દૂર કરી અનેક પીડાઓથી પીડાયેલાની અને સુખાભિલાષીઓની સર્વ પીડાઓનું છેદન કરીને તેમને સર્વ સુખોથી યુક્ત કરે છે. આ જગત્માં તે પરમાત્માજેવા અન્ય સજ્જન, સુહૃત્ ને મિત્ર કોણ છે? કોઇ પણ નથી.

સદ્ગુરુના ઉપદેશનું રક્ષણ કરવાની ઇચ્છાવાળા મનુષ્યે પોતાના ચિત્તનું વિષયોથી ને દુર્જનોથી પ્રયત્નપૂર્વક રક્ષણ કરવું ઉચિત છે. ચલાયમાન થતા ચિત્તનું રક્ષણ નહિ કરનારા મનુષ્યથી પોતાના સદ્ગુરુના ઉપદેશનું રક્ષણ કરવું શક્ય નથી.

સ્વચ્છંદી ને ઉન્મત્ત હાથીઓ મનુષ્યને તે પીડા નથી કરી શકતા કે જે પીડા આ લોકમાં તથા પરલોકમાં છૂટો મૂકેલો ચિત્તરૂપ હાથી મનુષ્યને કરે છે.

જો ચિત્તરૂપ હાથી સર્વદા આત્માની સ્મૃતિરૂપ સાંકળથી સારી રીતે બાંધેલો હોય તો મનુષ્યનું સર્વ ભય અસ્તંગત થયું, ને તેને સર્વ કલ્યાણ પ્રાપ્ત થયું.

વ્યાઘ્રો, સિંહો, ગજો, રીંછો, સર્પો, સર્વે શત્રુઓ, ડાકણો, પ્રેતો ને રાક્ષસો એ સર્વ એક ચિત્તના બંધનથી બંધન પામેલાં થાય છે, ને એક ચિત્તના દમનથી દમન કરેલાં થાય છે.

આ જગત્માં મનુષ્યને સર્વ ભયો ને અપરિમિત દુઃખો બહિર્મુખ ચિત્તથીજ થાય છે તેથી અહિં બહિર્મુખ ને પાપસંસ્કારવાળા ચિત્તથી અન્ય કોઇ પણ ભયાનક નથી એમ બ્રહ્મવાદીઓએ કહ્યું છે.

ચિત્તનો ને ચૈત્યનો (ચિત્તે કલ્પેલા પ્રપંચનો) ત્યાગ કરવો એજ મહાદાન છે, ચિત્તમાંથી હિંસાદિ નિષિદ્ધ કર્મ કરવાની ઇચ્છા ત્યજી દેવી તે શીલ છે, ને ચિત્તમાંથી ક્રોધનો નાશ કરવામાં આવે તેજ સર્વ શત્રુઓનો વાસ્તવિક નાશ છે.

જેમ સર્વ ભૂમિને આચ્છાદન કરવામાટે પૂરતું ચર્મ મળી શકવા સંભવ નથી, પણ પાદત્રાણુમાં જોઇતા થોડા ચર્મવડે સર્વ પૃથ્વી આચ્છાદિત થઇ ગયેલી અનુભવાય છે તેમ બહારના સર્વ પદાર્થોનું નિવારણ કરવાનું મનુષ્યમાં સામર્થ્ય નથી, પણ જો પોતાના ચિત્તનું બહિર્મુખપણું નિવારણ કરવા કોઇ મનુષ્ય ધારે તો તે થઇ શકે એમ છે. પછી અન્યનું નિવારણ કરવાની તેને કાંઇ પણ અગત્ય રહેતી નથી.

મંદબુદ્ધિવાળા પુરુષે પોતાના દૃશ્યમાં આસક્તિવાળા ચિત્તથી દીર્ઘકાલપર્યંત કરેલાં જપરૂપ તથા તપોરૂપ કર્મો અતિતુચ્છ ફલ આપનારાં છે એમ તત્ત્વવેત્તાઓ કહે છે.

જેઓ પોતાના ચિત્તને તત્ત્વભાવનાવડે સ્થિર કરવા પ્રયત્ન કરતા નથી, પણ દુ:ખને દૂર કરવા ને સુખને પ્રાપ્ત કરવા અન્ય ઉપાયો કરે છે તેઓનો તે પ્રયત્ન બહુ ઉપકારક થતો નથી.

વિવેકી મનુષ્યે દુષ્ટ વિષયોથી પોતાના ચિત્તનું સારી રીતે રક્ષણ કરવું ઉચિત છે. ચિત્તની રક્ષા કરવારૂપ વ્રત મૂકીને બીજાં વ્રતો કરવાથી મનુષ્યને બહુ લાભ થતો નથી.

રમણીયપણાની બુદ્ધિપૂર્વક વિષયધ્યાન, વિષયદર્શન ને વિષયોપભોગ મનુષ્યના ચિત્તની શાંતિમાં ને તૃપ્તિમાં લેશ પણ હેતુભૂત થતાં નથી એ મુમુક્ષુએ કદીપણ નજ ભૂલવું જોઇએ; અને સર્વ દૃશ્યમાં અસત્યપણું, તુચ્છપણું ને બંધકપણું એ મહાદોષો રહેલા છે એમ વિવેકપૂર્વક દૃઢ કરી, પછી તેનું શુદ્ધભાવથી વિસ્મરણ કરી, સર્વદા બ્રહ્મધ્યાનમાં નિરત રહેવાનું મુમુક્ષુએ સર્વદા સ્મરણમાં રાખવું જોઇએ.

ચપલ મનુષ્યોમાં રહેલો વ્રણુવાળો મનુષ્ય જેમ પોતાના વ્રણુનું સાવધાનતાથી રક્ષણ કરે છે તેમ દુર્જનોમાં રહેલા વિવેકી મનુષ્યે સર્વદા પોતાના ચિત્તરૂપ વ્રણુનું સાવધાનતાથી રક્ષણ કરવું જોઇએ. જો અલ્પ

દુઃખના ભયથી મનુષ્ય પોતાના શરીરપરના વ્રણનું રક્ષણ કરે છે તો અપાર દુઃખના ભયથી વિવેકી મનુષ્યે દુષ્ટ વિષયોથી પોતાના ચિત્તનું રક્ષણ શામાટે ન કરવું જોઇએ? આમ સાવધાનતાપૂર્વક પોતાના ચિત્તનું રક્ષણ કરનાર ધીર મુનિ દુર્જનોમાં કે પ્રમદાઓમાં અનિવાર્ય પ્રસંગોમાં વિચરતો છતો પણ પોતાના બ્રહ્મચર્યાદિ વ્રતને ખંડિત થવા દેતો નથી.

એવો ધીર મુનિ આમ વિચારે છેઃ–" ભલે મારા વ્યાવહારિક લાભો નાશ પામે, લોકો ભલે મારો સત્કાર ન કરે, ને મારા શરીરનો પણ ભલે નાશ થાય, પણ મારું ચિત્ત કદીપણ દુષ્ટ વિકારોને વશ નજ થાઓ. "

સ્થૂલશરીરના કોઇ વ્યાધિથી પીડિત મનુષ્ય જેમ કોઇ પણ કર્મમાં સમર્થ થતો નથી તેમ કર્તવ્યની સ્મૃતિવિનાનું ને પોતાની વર્તમાન સ્થિતિના જ્ઞાનના અભાવવાળું વ્યાકુલ ચિત્ત પણ કોઇ કર્મમાં સમર્થ થતું નથી.

બહુશ્રુત, શ્રદ્ધાવાન્ ને સદ્‌ગુરુના ઉપદેશમાં આદર રાખનારા અનેક મનુષ્યો પોતાના ચિત્તના દુષ્ટ બાહ્યવેગને નહિ ઓળખવાથી ને તેને રોકવાનો પ્રયત્ન નહિ કરવાથી આપત્તિથી કલુષિત થયા છે માટે સુખેચ્છુ મનુષ્યે પોતાના ચિત્તના દુષ્ટ બાહ્યવેગને ઓળખવો જોઇએ, ને તેને રોકવાનો સદાગ્રહપૂર્વક પ્રયત્ન સર્વદા કરવો જોઇએ.

સ્વકર્તવ્યની સ્મૃતિના અભાવને અનુસરનારા પોતાના ચિત્તના નિરીક્ષણના અભાવરૂપ ચોરે જેમનાં સંગ્રહ કરેલાં પુણ્યો ચોરી લીધાં છે એવા મનુષ્યો દુર્ગતિને પામે છે માટે વિવેકી મનુષ્યે સર્વદા સ્વકર્તવ્યનું સ્મરણ રાખી પોતાના ચિત્તનું સાવધાનતાથી નિરીક્ષણ કરવું જોઇએ.

મનોદોષરૂપ ચોરનો સમૂહ મનુષ્યોનાં છિદ્રોનું અન્વેષણ કરવામાં સર્વદા તત્પર છે, તેઓ પ્રવેશમાર્ગને પામીને ચોરી કરે છે, ને મનુષ્યના સદ્‌ગતિરૂપ જીવિતને હરે છે. આમ છે તેથી સાધકે પોતાના મનમાંથી સદ્‌ગુરુએ ઉપદેશ કરેલા તત્ત્વની સ્મૃતિને કદીપણ દૂર થવા દેવી નહિ, ને પ્રારબ્ધદોષથી કદી તે દૂર થાય તો તેવડે થનારી પોતાની દુઃખદ અધોગતિનું સ્મરણ કરીને પાછું તેનું ઉપસ્થાપન કરવું.

મોક્ષસાધક પોતાના ચિત્તરૂપ ઉન્મત્ત હાથીને સર્વદા સર્વ પ્રયત્નવડે જોતો રહે, કે જેથી તે પરમતત્ત્વરૂપ મહાસ્તંભમાં બાંધ્યો હોય ત્યાંથી છૂટો ન થઇ જાય. વિવેકી સાધક વર્તમાનકાલમાં મારું મન ક્યાં વર્તે છે એમ વારંવાર જોતો રહે, ને તેની એકાગ્રતાનો પ્રમાદથી કદીપણ ત્યાગ ન કરે. વિવેકી મનુષ્ય પોતાના મનની, જ્ઞાનેંદ્રિયોની ને કર્મેંદ્રિયોની નિરર્થક ને સદોષ પ્રવૃત્તિ પોતાના સદ્‌ગુરુની શિક્ષાનું સ્મરણ રાખીને કદીપણ ન કરે.

મોક્ષસાધકને જ્યારે ચાલવાની અથવા કાંઇ પણ બોલવાની ઇચ્છા થાય ત્યારે તે પ્રથમ પોતાના ચિત્તની સ્થિતિ જોઇને પછી ધૈર્યવડે જે કરવાયોગ્ય હોય તે કરે, અર્થાત્ જેમ ચાલવું ઘટે તેમ ચાલે, વા ઊભો રહે, કિંવા જેમ બોલવું ઘટે તેમ બોલે, વા મૌન રહે. જ્યારે તે પોતાના મનને રાગવડે વા દ્વેષવડે ઘેરાયેલું જુએ ત્યારે તે પોતાના હાથપગ આદિનું ચલન ન કરે, કાંઈ ન જુએ, તથા કાંઇ પણ ન બોલે; કિંતુ તે શરીરના ને ઇંદ્રિયોના સર્વ વ્યાપારોને ત્યજી આત્મસ્વરૂપમાં કાષ્ઠની પેઠે નિશ્ચલ સ્થિતિ કરે. જ્યારે પોતાના ચિત્તમાં અન્ય કોઇ પણ વિકારનો પ્રાદુર્ભાવ થયેલો જોવામાં આવે ત્યારે પણ તે સાવધાન થઇ પોતાના ચિત્તના સર્વ વ્યાપારોને ત્યજી આત્મસ્વરૂપમાં કાષ્ઠની પેઠે નિશ્ચલ સ્થિતિ કરે.

મોક્ષેચ્છુ સાધકે પોતાના મનને સુનિશ્ચિત, સુપ્રસન્ન, ધીર, સત્કર્મમાં આદરવાળું, અકાર્યમાં લોકલજ્જાવાળું, અકાર્યમાં ભયવાળું, સુમેરુ જેવું અચલ, શાંત, પરમાત્માના આરાધનમાં તત્પર ને દયાવાળું રાખવું.

મોક્ષેચ્છુ સાધકે પોતાના મનમાં જ્યારે ક્રોધ પ્રકટે ત્યારે આવા વિચારો કરવા જોઇએ:-

"હે મન ! તું મહામૂર્ખ છે, કેમકે તું દુઃખને ઇચ્છતું નથી, અને દુઃખના હેતુ ક્રોધને ઇચ્છે છે. તારા પૂર્વના કોઈ કુકર્મરૂપ અપરાધથી તને હમણાં દુઃખ પ્રાપ્ત થયું છે તો તે પ્રાપ્ત થયેલા દુઃખમાં તું બીજા પ્રાણીપર ક્રોધ શામાટે કરે છે ?

હે મન ! જેમ અસિપત્રવનનામનું નરક ને નરકમાંનાં ગૃધ્રાદિ પક્ષીઓ પાપી મનુષ્યનાં પાપકર્મોથી તેને દુઃખ દેવામાટે ઉપજ્યાં છે તેમ તને પીડા કરનારા લોકો પણ તારા કોઈ કુકર્મથી ઉપજ્યા છે તો તું તેમના ઉપર ક્રોધ શામાટે કરે છે ?

હે જીવ ! તારા કોઇ કુકર્મથી પ્રેરાયલા આ લોકો તારા ઉપર અપકાર કરવા જન્મ્યા છે તેથી તારે તારા કુકર્મની નિંદા કરવી જોઇએ, પણ તે લોકોની નકામી નિંદા તારે શામાટે કરવી જોઈએ ?

હે જીવ ! તારા ઉપર અભિમાનપૂર્વક અપકાર કરનારાઓને જો તું ક્ષમા કરીશ તો તેઓના આશ્રયથી તારું પાપ નાશ પામશે, ને તેઓ પોતાના પાપકર્મવડે નરકની તીક્ષ્ણ વેદના ભોગવશે. ખરી રીતે જોઇએ તો તું તેમના ઉપર અપકાર કરે છે, ને તેઓ તારા ઉપર ઉપકાર કરે છે, છતાં તું વિપર્યયબુદ્ધિ કરીને તેમના ઉપર ક્રોધ શામાટે કરે છે ?

હે જીવ ! તું અમૂર્ત હોવાથી તને કોઇ પણ પ્રાણીથી કાંઇ પણ દુઃખ આપી શકાય એમ નથી, અને સ્થૂલશરીરના દુઃખથી તને દુઃખ

થાય છે એમ જો તું કહે તો તે દુઃખ તને માત્ર અભિનિવેશથી થાય છે તેથી તે સત્ય નથી, પણ મિથ્યા છે.

હે જીવ ! લોકો તારો વાણીવડે કે અન્યરીતે ધિક્કાર કરે તેમાં તારું આ લોકમાં કે પરલોકમાં શું બગડી જાય છે કે તું કોપને વશ થાય છે ? લોકોએ કરેલો ધિક્કાર તારા માનેલા કોઇ લાભમાં તને વિઘ્ન કરે છે એમ જો તું માનતો હોય તો તે વાતનો કદાચ સ્વીકાર કરાય, પણ જો તું તારા કરેલા પાપનું ફ્લ આ વેલાએ નહિ ભોગવ તો તારું કરેલું તે પાપ તો ભોગવ્યા વિના નિશ્ચય એમનું એમ સ્થિર રહેશે, ને તેનું ફ્લ તારે આગળ ઉપર અવશ્ય ભોગવવું તો પડશેજ.

હે જીવ ! જીવવાથી શુભ પ્રયત્નવડે પાપનો ક્ષય ને પુણ્યનો લાભ કરાય છે એમ જો તું કહે તો જીવતાં છતાં ક્રોધ કરવાથી તારા પુણ્યનો ક્ષય થઇ તને પાપની પ્રાપ્તિ થાય છે તેનો પણ તારે વિચાર કરવો જોઇએ.

હે જીવ ! તને અપમાનનાં વચનો સંભળાવનારાની ઉપર, તારા ઉપર કે તારા પ્રિયસંબંધિજનોપર અપકાર કરનારના ઉપર, ને ધર્મથી વિરુદ્ધ વર્તનારાની ઉપર પણ તારે તો નિરંતર કરુણાજ રાખવી જોઇએ, કેમકે પૂર્વના મહાપુરુષોએ તેમ કર્યું છે.

દેહધારીને કોઇ જીવચેતનથી વા પાષાણાદિ કોઇ અચેતન પદાર્થથી પોતાના પ્રારબ્ધકર્માનુસાર વ્યથા થાય છે તો કોઇ જીવચેતને ( મનુષ્યાદિ પ્રાણીએ ) તને વ્યથા કરી તેમાં તું તેના પર ક્ષમા ન રાખતાં કોપ શામાટે કરે છે ? કેમકે વ્યથા કરનાર પાષાણાદિ અચેતનપર તો તું પ્રાયશઃ ક્રોધ કરતો નથી.

હે જીવ ! એક મનુષ્ય મોહથી ( અવિવેકથી ) તારા પ્રતિ અપરાધ કરે છે, ને તું પણ તેના પર અવિવેકથી કોપ કરે છે, તો

કહે આમાં કોને નિર્દોષ ને કોને અપરાધી કહેવો ? માત્ર તેજ દોષવાળો ને તું નિર્દોષ એમ શા રીતે કહેવાય ?

હે જીવ ! એવું કર્મ તેં પૂર્વે શામાટે કર્યું કે વર્તમાનકાલમાં તું બીજાઓવડે પીડા પામે છે ? આ પ્રતીત થતા વિશ્વમાં સર્વે પ્રાણીઓ પોતપોતાના કર્મને વશ વર્તે છે. તેને અન્યથા કરવા કોણ સમર્થ છે ? માટે પોતાના પૂર્વકર્મથી પ્રાપ્ત થતા દુઃખને સહન કરી પુણ્યકર્મો કરવા પ્રયત્ન કર, કે જેવડે સર્વે પ્રાણીઓ તારા ભણી મૈત્રીયુક્ત ચિત્તવાળા થાય.

જેમ કોઇ રાજા મારવાયોગ્ય મહાપરાધી મનુષ્યનો હાથ કાપીને તેને છોડી દે તો તેમાં તે મહાપરાધી મનુષ્યનું શું નઠારું થયું ? તેમ જો પાપી મનુષ્યને વર્તમાનમાં પ્રાપ્ત થતાં દુઃખોવડે તે ભવિષ્યમાં થનારા નરકના મોટા દુઃખથી મોકળો થાય તો તેમાં તેનું શું નઠારું થયું ? આમ વિચારી સમજુ મનુષ્યે પોતાના પાપકર્મવડે પ્રાપ્ત થયેલા દુઃખથી કોઇના ઉપર ક્રોધ ન કરવો, પણ પોતાના મનને શુદ્ધભાવથી શાંત રાખવું.

હે જીવ ! જો તું અહિંનું સાધારણ દુઃખ પણ સહન કરી શકતો નથી તો પછી ક્રોધથી પ્રાપ્ત થતા નરકનું મહાભયંકર દુઃખ તું કેમ સહન કરી શકીશ ? તેથી તારા હિતમાટે તું ક્રોધનો ત્યાગ કર.

હે જીવ ! તેં દુષ્ટ ક્રોધને વશ થઇને ઘણું દુઃખ સહન કર્યું, પણ તેં પોતાના કે અન્યના હિતમાટે લેશ પણ દુઃખ સહન કર્યું નથી એ એ શું તેં થોડું અનુચિત કર્યું છે ?

આ મનુષ્યે મારા ધર્મપાલનમાં વિઘ્ન કર્યું એમ માનીને પણ કોઇ મનુષ્યાદિના ઉપર કોપ કરવો ઉચિત નથી, કેમકે ક્ષમાના જેવું અન્ય તપ નથી. જો તું તારી મૂર્ખાઇથી અન્યને ક્ષમા નહિ કર તો તેં તને પોતાનેજ પુણ્યકર્મમાં હાનિ પહોંચાડી એમ ઠરશે.

આ લોકમાં દ્રવ્યની યાચના કરનારાઓ સુલભ છે, પણ અપકાર કરનારાઓ દુર્લભ છે, કેમકે અન્ય પ્રાણીઓનો અપરાધ નહિ કરનારનો અપકાર કરનારા ઘણા ક્યાંથી હોઇ શકે ?

જો તું એકજ સાધનથી સર્વ જગતને વશ કરવા ઇચ્છતો હોય તો તું તારી વાણીને પરનિંદા કરવાથી ઘણાંમાં ઘણી મોકળી રાખજે.

પોતાના ઘરમાંથી અનાયાસે મળી આવેલા સુવર્ણનિધિની પેઠે શ્રમવિનાજ પ્રાપ્ત થયેલા તથા તારા ચિત્તમાંના પાપસંસ્કારો લઇ તને પરમતત્ત્વના જ્ઞાનમાં સાહાય્ય કરનાર હોવાથી ઉપકારી એવા તારા શત્રુની તારે સ્પૃહા કરવી જોઇએ, પણ તેનો તારે દ્વેષ નજ કરવો જોઇએ.

જે અપકારી મનુષ્યના સદ્ભાવથી તું ક્ષમારૂપ શુભગુણ સંપાદન કરવા સમર્થ થાય છે તે ક્ષમાવડે પ્રાપ્ત થનારું શુભ ફલ તારે તે અપકારીને અર્પણ કરવું ઉચિત છે.

ક્ષમાના પરિપાકવિનાનો હોવાથી જો તું ચેતનરૂપ શત્રુને પૂજ્ય ( દાનમાનાદિવડે સત્કાર કરવાયોગ્ય ) ન ગણી શકતો હોય તો પછી સિદ્ધિના હેતુરૂપ જડ સદ્ધર્મને તું પૂજ્ય કેમ ગણી શકીશ ?

પ્રાણીઓના સત્કારથી ને તત્ત્વજ્ઞોના આરાધનથી મનુષ્યના અંતઃકરણની નિર્મલતા થાય છે માટે તારો અપકાર કરનાર પ્રાણીઉપર પણ તારે સ્નેહ રાખી તેનો સત્કાર કરવો યોગ્ય છે.

સર્વ અપકાર કરનારાઓને ક્ષમા આપવી તેજ પરમાત્માનું આરાધન છે, તેજ શુભ સ્વાર્થનું સારું સાધન છે, ને તેજ લોકોનાં દુઃખોની નિવૃત્તિ છે માટે એજ તારું વ્રત હો.

કોઇ રાજસેવક પોતાના રાજાની પ્રજામાંના કોઇ ગૃહસ્થને પીડા કરે છે તો તે દીર્ઘદર્શી ગૃહસ્થ તે રાજસેવકની પછવાડે રાજાના બલને જુએ છે તેથી તે રાજસેવકને સામી પીડા આપવા પ્રવૃત્ત થતો નથી

તેમ વિવેકીએ પોતાના ઉપર અપકાર કરનાર પ્રાણીના હૃદયમાં રહેલા પરમાત્માને જોઈને તે અપકાર કરનાર પ્રાણીને પીડા કરવા પ્રવૃત્ત થવું ઉચિત નથી. જો રાજા કોઇ અપરાધીઉપર કોપે તો તે તેને અલ્પ દુઃખ આપે છે, ને પરમાત્મા જો કોઇ મનુષ્યના દુષ્ટ કર્મથી તેના ઉપર કોપે તો તે મનુષ્યને નરકની ભયંકર યાતના ભોગવવી પડે છે. જો કોઇ રાજા કોઇ મનુષ્યપર પ્રસન્ન થાય તો તે તે મનુષ્યને અલ્પ સુખ આપી શકે છે, ને પરમાત્મા જો કોઇ મનુષ્યના સુકર્મથી તેના ઉપર પ્રસન્ન થાય તો તેઓશ્રી તે મનુષ્યને અપાર સુખ આપી શકે છે માટે અપકાર કરનારપર ક્ષમા રાખવાની પરમાત્માની આજ્ઞાનું શુદ્ધભાવથી પરિપાલન કરી તેમને તારે પ્રસન્ન કરવા ઉચિત છે.

જેમ હાથ આદિ બહુ પ્રકારના ભેદોવડે શરીર એક છે, ને તે પરિપાલન કરવાયોગ્ય છે તેમ જગત્‌માંના સર્વ પ્રાણીઓ ભિન્ન ભિન્ન છતાં તેઓ તારા સ્વરૂપથી ભિન્ન નથી માટે તારે તેઓ તારા શરીરની પેઠે પરિપાલન કરવાયોગ્ય છે.

વિવેકી સાધક પોતાના શરીરને, ઇંદ્રિયોને ને અંતઃકરણને વશ રાખી પોતાના મુખને સર્વદા પ્રસન્ન રાખે, કદીપણ ભ્રકુટિ ચઢાવે નહિ, સર્વનું યથાયોગ્ય સ્વાગત કરે, અને સર્વ પ્રાણીઓનો અકારણ બાંધવ થાય.

તારી કોઇ સજ્જનપ્રતિ પ્રાર્થના નહિ છતાં પણ, પોતાના અન્યનું હિત ઇચ્છવાના સ્વભાવથી કોઇ સજ્જન તને તારા હિતની શિક્ષા આપે તો તેમના વચનને તારે પ્રીતિપૂર્વક પોતાના મસ્તકપર ચઢાવવું, પણ મનમાં તેમના ઉપર રોષ ન કરવો, વા તેમનું કોઇ પણ રીતે અપમાન ન કરવું. સર્વ પ્રાણીઓની સાથે વિનયથી વર્તવું, અને પોતાના

સંબંધમાં આવનાર સર્વ મનુષ્યોપાસેથી શીખવાયોગ્ય હોય તે સર્વ આદરપૂર્વક શીખવું.

સુભાષિત વચનોના ઉત્તરમાં તે વક્તાના પરિતોષમાટે શુભ વચનો બોલવાં, અને પુણ્યવાન્ પુરુષોને જોઇ તેમને ઉત્સાહ વધે એવાં હર્ષનાં વચનો બોલવાં, કિંતુ બનતાસુધી કોઇને અપ્રિય વચનો નજ કહેવાં.

પુણ્યવાન્ સજ્જનોના ગુણનું હર્ષપૂર્વક કથન કરવામાંમ નુષ્યને આ લોકમાં દ્રવ્યનો કાંઇ પણ વ્યય થતો નથી, ને આ લોકમાં તથા પરલોકમાં તેને ઘણું સુખ પ્રાપ્ત થવાનો સંભવ છે; અને અન્યની અસૂયા કે દ્વેષ કરવાથી આ લોકમાં માનસસંતાપ થાય છે, ને પરલોકમાં મોટું દુઃખ થવાનો સંભવ છે માટે પુણ્યવાન્ના પુણ્યનું હર્ષપૂર્વક કથન કરવું, ને કોઇની અસૂયા કે દ્વેષ ન કરવાં.

દ્વેષસમાન બીજું પાપ નથી, ને ક્ષમાસમાન બીજું તપ નથી તેથી સુખેચ્છુએ નાનાપ્રકારના ઉપાયોવડે પ્રયત્નપૂર્વક ક્ષમા સંપાદન કરવી જોઇએ.

જો મનુષ્યના હૃદયમાં દ્વેષરૂપ શલ્ય સ્થિત હોય તો તે મનુષ્યના મનને શાંતિ, પ્રીતિ, સુખ, નિદ્રા ને ધૈર્ય પ્રાપ્ત થતાં નથી માટે શાંતિ આદિ મેળવવાની ઇચ્છા રાખનાર મનુષ્યે પોતાના મનમાંથી દ્વેષનો નિઃશેષ ત્યાગ કરવો જોઇએ. ”

જો બીજા મનુષ્યો તારી સ્તુતિ કરે તે સાંભળીને તું પ્રસન્ન થાય છે તો હે મન ! તું અન્યના શુભગુણોની એવી રીતે સ્તુતિ કરીને શામાટે પ્રસન્ન થતું નથી ? અભિમાન, દ્વેષ ને અસૂયાથી કોઇને કંઇ લાભ થવાનો લેશ પણ સંભવ નથી, પણ સર્વથા હાનિ થવાનોજ સંભવ છે એ તું સર્વદા સ્મરણમાં રાખજે.

સ્તુતિ, યશ ને સત્કાર મનુષ્યને પુણ્યમાટે, આયુષ્માટે, બલમાટે,

આરોગ્યમાટે કે શરીરસુખમાટે થતાં નથી. તેવડે મનુષ્યના મનને લૈકિક સુખ થાય છે એમ કહેવામાં આવે તો મદ્યપાન ને દ્યુતક્રિયા પણ માનસસુખ ઇચ્છનાર મનુષ્યને સેવ્ય થશે, જે વાત અંગીકાર કરાય એવી નથી. સ્તુતિના અક્ષરો મનુષ્યને કાંઇ ભક્ષણ કરવાના કામમાં આવતા નથી, ને મરણકાલે પણ તેને તેનો કાંઇજ ઉપયોગ નથી માટે વિવેકી મનુષ્યે એવી નિરુપયોગી સ્તુતિની તૃષ્ણા રાખવી એ કોઇ પણ પ્રકારે યોગ્ય નથી.

અન્ય મનુષ્ય દાન કરે કે શુભ કર્મ કરે તેમાં તેની ઇર્ષ્યા કરવી ઉચિત નથી, અને અન્ય મનુષ્યના શુભ ગુણમાં વા શુભ કર્મમાં અસૂયા રાખવી એ પણ ઉચિત નથી.

તારા શત્રુનું કાંઇ અપ્રિય થયું હોય તે જાણીને તું જો હર્ષ પામે છે તો શું તેથી તેનું કાંઇ વધારે અપ્રિય થશે? નહિ થાય, પણ તેવડે તારા અંતઃકરણના સાત્ત્વિકબલનો ક્ષય તો અવસ્ય થશેજ માટે તું કોઇનું અપ્રિય થયેલું સાંભળીને હર્ષ નજ પામ.

કોઇ બાલકોએ વિનોદ મેળવવામાટે કરેલાં ધૂળનાં ઘોલકાં ભૂંસી નાંખવાથી જેમ તે બાલકો રડે છે, પણ મોટી વયના માણસને તેની કાંઇ અસર થતી નથી તેમ મૂર્ખ માણસોને ભલે સ્તુતિનિંદાની અસર થાય, પણ વિવેકી મનુષ્યોને સ્તુતિનિંદાની કાંઇ પણ અસર ન થવી જોઇએ.

શબ્દ જડ હોવાથી તે તારી સ્તુતિ કરે છે એમ માનવું અ- સંભવિત છે, ને બીજાની તારામાં પ્રીતિ છે તેથી તે મનુષ્ય તારા સ્તુતિ કરે છે એમ જો તું કહે તો તે તારું કથન પણ શિશુચેષ્ટિત- જેવું છે. બીજાની તારામાં કે અન્યમાં પ્રીતિ હોય તો તેવડે તેને સુખ થાય છે તને તેનું અલ્પ પણ સુખ થતું નથી. તેના સુખવડે

તને સુખ થાય છે એમ જો તું કહે તો તને સર્વત્ર તેવું સુખ હો.

વિવેકી મનુષ્યે સજ્જનના શુભગુણોનું તેમની સમક્ષ કથન નહિ કરતાં પરોક્ષમાં તેમના શુભગુણોનું કથન કરવું. કોઇ મનુષ્ય કોઇ સજ્જનની સમીપ તેમના શુભગુણોનું અન્યના સાંભળતાં કથન કરતો હોય તો વિવેકી મનુષ્યે તેના અનુવાદકપણાવડે સજ્જનના શુભગુણોનું કથન તેમના સમક્ષમાં પણ કરવું. પોતાના શુભગુણોની કોઇ સજ્જન શ્લાઘા કરે તો તે સાંભળી વિવેકી મનુષ્યે ગર્વ નહિ કરતાં માત્ર તેના ગુણજ્ઞપણાનો પોતાના મનમાં વિચાર કરવો.

સર્વ પ્રકારના સુપ્રયત્નવડે મનુષ્યે પોતાના મનમાં સંતોષ પ્રાપ્ત કરવાનો છે. તે સંતોષ ધનના દાનવડે પણ પ્રાપ્ત થવો દુર્લભ ગણાય છે તેથી અન્ય મનુષ્યોએ શ્રમવડે સંપાદન કરેલા શુભગુણોનું પ્રસન્નતાપૂર્વક કથન કરીને તું સંતોષથી ઉપજતું અપૂર્વ સુખ અનુભવ.

અસત્યાદિ સર્વ દોષોથી રહિત, વ્યાકરણના દોષોથી રહિત, સંદેહરહિત, સ્પષ્ટ અર્થવાળું, શ્રોતાના મનને આનંદ આપનારું, શ્રોતાના કાનને સંતોષ ઉપજાવનારું, કરૂણારસથી ભીંજેલું, કર્કશ શબ્દોથી રહિત એટલે મૃદુ ને મંદ એટલે જેટલા ધ્વનિવડે શ્રોતાના કાનને પ્રતિપાદ્યની પ્રતીતિ થાય એવું બોલવું.

સર્વ પ્રાણીઓને રાગ, દ્વેષ ને મોહથી રહિત વિશુદ્ધ પ્રેમથી સરલભાવવડે જોવાં. જેમ કોઇ તરસ્યો મનુષ્ય ઉષ્ણકાલમાં મિષ્ટ ને શીતલ જલને પીને પ્રસન્ન થતો હોય તેમ પોતાના નેત્રવડે સર્વ પ્રાણીઓને જોઇને સર્વદા પ્રસન્ન થવું. આવી પ્રવૃત્તિવડેજ જિજ્ઞાસુને સર્વાત્મભાવનો લાભ થાય છે.

લેશ પણ ગ્લાનિ પામ્યા વિના ઉત્કૃષ્ટ ભક્તિથી જો સદ્દગુરુ, તત્ત્વજ્ઞો, જિજ્ઞાસુઓ, માતપિતા, અંધ, પંગુ, રોગી ને દરિદ્રીની થોડી

સેવા કરી હોય તો તે પણ તે સેવા કરનાર મનુષ્યમાટે અપાર શુભ ફલ ઉપજાવે છે.

મોક્ષેચ્છુ પુરુષ સંસારની સર્વ ચિંતાઓથી મોકળો થઇ, ઇંદ્રિયોને નિયમમાં રાખી, શાંતિજન્ય આનંદના લાભમાટે પોતાના ચિત્તને એકાગ્ર કરવા સતત આદરપૂર્વક પ્રયત્ન કરે.

જેમ વર્ષાઋતુની ઘાટા અંધકારવાળી રાત્રિમાં વીજળી ક્ષણવાર પોતાનો પ્રકાશ દેખાડે છે તેમ પરમાત્માની કૃપાથી આ સંસારના ઘાટા અંધકારમાં કોઈ પુણ્યવાન્ મનુષ્યની કયારેક ક્ષણવાર પુણ્યકર્મના અનુષ્ઠાનમાં બુદ્ધિ થાય છે. આવી રીતે શુભેચ્છારૂપ પુણ્ય પ્રાયશઃ નિત્ય દુર્બલ છે, અને પાપનું બલ તો મહાભયંકર છે. જો આપણે પરમાત્માના વિશુદ્ધસ્વરૂપનું ભાવપૂર્વક વારંવાર સ્મરણ ન કરીએ તો બીજા કયા શુભ ઉપાયવડે તે પાપનો આપણે ક્ષય કરી શકીએ ? માટે પાપથી બચવા પ્રત્યેક વિવેકી મનુષ્યે પરમાત્માના વિશુદ્ધસ્વરૂપમાં શુદ્ધભાવપૂર્વક વારંવાર પોતાના મનને જોડવું જોઇએ.

જેમ બલવાન્ પુરુષના આશ્રયવડે કોઇ મહાન્ અપરાધ કરનારો પણ તે અપરાધના ફલથી નિર્ભય થાય છે તેમ અજ્ઞાનકાલમાં અતિભયંકર પાપો કરીને પણ જે પરમાત્માના આશ્રયથી ક્ષણવારમાં ભક્તજનોવડે તે પાપોનું અતિક્રમણ કરાય છે, અર્થાત્ પ્રલયકાલના અગ્નિની પેઠે જે ક્ષણવારમાં અનન્યભાવથી શરણે આવેલા મનુષ્યનાં મોટાં પાપોને બાળી નાંખે છે એવા પરમોપકારક પરમાત્માનો હે અજ્ઞાની જીવો ! તમે વિશુદ્ધભાવથી ચિત્તને એકાગ્ર રાખી શામાટે આશ્રય કરતા નથી ?

માતા, પિતા, સંબંધિજનો, રાજા, દેવો, ઋષિઓ ને બ્રહ્મા આદિ હિતેચ્છુઓ કોઇ જીવના હિતમાં જેટલી પ્રીતિ રાખતા નથી,

અને તે જીવ પોતે પણ પોતાના હિતમાં જેટલી પ્રીતિ રાખતો નથી તેટલી પ્રીતિ તે જીવના હિતમાં પરમાત્મા રાખે છે માટે તેવા પરમાત્મામાં મુમુક્ષુએ પરમાદરપૂર્વક પોતાના ચિત્તને જોડવું જોઇએ.

## ૯ પરમાત્માથી અભિન્ન સદ્‌ગુરુનું શરણ ગ્રહણ કરો.

મરણવેલા રક્ષકરહિત દશે દિશાઓ જોઇને બહુ મૂઢતાને પામેલો તું તે વેલા તે મહાભયવાળા સ્થાનમાં શું કરી શકીશ ? કાંઇ નહિ કરી શક, માટે તું હમણાંજ જગતના સ્વામી, મહાબલવાન્, જગત્‌ની રક્ષામાટે ઉદ્યુક્ત ને સર્વ ત્રાસને હરનારા પરમાત્માથી અભિન્ન સદ્‌ગુરુને શરણે જા.

પૂર્વે અનુભવેલા પણ વર્તમાનકાલમાં નાશ પામેલા સંબંધિજનોથી ને વર્તમાનકાલમાં સ્થિત સંબંધિજનોથી તને શો લાભ છે ? કે જેઓમાં આસક્તિ રાખીને તું તારા પૂજ્ય સદ્‌ગુરુના વચનોનું ઉલ્લંઘન કરે છે ?

આ મર્ત્યલોકનો, બંધુઓનો ને પરિચિતજનોનો મરણવેલા ત્યાગ કરીને તું એકલોજ કોઇ અજાણે ઠેકાણે જઇશ તો પછી અહિંના સર્વ પ્રિયઅપ્રિય પ્રાણિપદાર્થથી તને શું પ્રયોજન છે ? કાંઇ પણ પ્રયોજન નથી, તારે તો માત્ર તારું પરમહિત કરનારા તારા પૂજ્ય સદ્‌ગુરુથીજ સાચું પ્રયોજન છે.

"અશુભથી નક્કી દુઃખ છે, ને હું હવે તેમાંથી કેમ નીકળું ?" આ વિચાર તારે રાત્રિદિવસ કર્યા કરવો જોઇએ, અને તારા પૂજ્ય ગુરુના અનન્યશરણને સુદૃઢ કરી સર્વપ્રકારના અશુભમાંથી નીકળવા તારે સદાગ્રહપૂર્વક ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ.

પ્રભુથી અભિન્ન સદ્ગુરુ અનાથોના નાથ, દુઃખપૂર્ણ ભવમાર્ગના પ્રવાસીઓના સમર્થ ને દયાળુ સાર્થવાહ, ભવસાગરને પાર જવાની ઇચ્છાવાળાની સુદૃઢ નૌકા, મર્યાદાનું ઉલ્લંઘન કરવા ઇચ્છનારાના સેતુ, દીપાર્થીના દીપ, શય્યાર્થીની શય્યા, દાસાર્થીના દાસ, સર્વ પ્રાણીઓના ચિંતામણિ, ભદ્રવટ, સિદ્ધવિદ્યા, મહૌષધિ, કલ્પવૃક્ષ ને કામધેનુ છે. હે જીવ ! એવા પ્રભુથી અભિન્ન સદ્ગુરુનુંજ તું શુદ્ધભાવે અનન્યશરણ ગ્રહણ કર, ને પરમ સુખી થા.

---

## ૧૦ શરીરનું ક્ષણભંગુરપણું વિચારી સ્વધર્મપાલનમાં ઉદ્યોગી રહેવું.

મનુષ્યના મિથ્યાપ્રવૃત્તિવાળા ચિરકાલના જીવનના કરતાં આજેજ બ્રહ્મચિંતન કરતાં કરતાં ભક્તમનુષ્યના શરીરનું પડવું થાય તે શ્રેષ્ઠ છે, કેમકે ચિરકાલ અહિં સ્થિતિ કરીને પણ અંતે મૃત્યુનું દુઃખ તો તેનું તેજ છે.

એક મનુષ્ય સ્વપ્નમાં સો વર્ષવાળી સુખની સ્થિતિને ભોગવીને જાગે છે, ને બીજો મનુષ્ય એક ઘડી સ્વપ્નનું સુખ ભોગવીને જાગે છે. જાગેલા તે બંનેનું સુખ તે કાલે નિવૃત્ત થાય છે, તેજ ઉપમા મૃત્યુકાલે ચિરંજીવીની ને અલ્પજીવીની છે.

સંસારમાં આવી પડતાં અનેક દુઃખોનો વિચાર ન હોવાથી મૂઢ માણસોની નિર્મલ સુખ આપનારાં શુભકર્મોમાં પ્રવૃત્તિ થતી નથી તેથી તેમની વ્યાવહારિક સુખોમાં પ્રીતિ રહે છે, વ્યાવહારિક સુખોમાં પ્રીતિ રહેવાથી તેમનામાં અવિવેક વધે છે, અવિવેક વધવાથી તેમના ચિત્તમાં બહારના પદાર્થોની અભિલાષા રહે છે, ને બહારના પદાર્થોની

અભિલાષા રહેવાથી સ્વધર્મપાલનમાં તેમને આલસ્ય અવશ્ય ઉત્પન્ન થાય છે.

હે ભાઇ! જન્મેલાનું અવશ્ય: મરણ થાય છે તે વાત તું સર્વદા સ્મરણમાં રાખ, ને કસાઇને ઘેર મારવાને માટે બાંધેલાં બકરાં જેમ ક્રમપૂર્વક મરાય છે તેમ તારો પણ મરવાનો વારો અવશ્ય આવશે એ વાતનું તું વિસ્મરણ ન કર. જો તું આવી રીતે જાગ્રત્ રહીશ તો તને અતિનિદ્રા ને ભોગોમાં આસક્તિ કેમ પ્રાપ્ત થશે? મરણકાલે કાંઇ બની શકવા સંભવ નથી માટે તારું જે કર્તવ્ય હોય તે તું હમણાંજ કર.

હે સુકુમાર મનુષ્ય! જો ઉષ્ણોદકના સ્પર્શથી તું તપે છે તો નરકમાં જવાનું કર્મ કરીને તું આવી રીતે સ્વસ્થ કેમ રહે છે?

હે ભાઇ! મનુષ્યજન્મરૂપ ઉત્તમ નાવને પામીને તું આ દુઃખરૂપ મહાનદીને તર. હે મહામૂઢ! આ પ્રમાદરૂપ નિદ્રાનો સમય નથી. પુનઃ આ ઉત્તમ નાવની પ્રાપ્તિ દુર્લભ છે એ વાતને તું ભૂલીશ માં.

હે મૂર્ખ મનુષ્ય! સુખની પરંપરામાં જોડનાર ને શ્રેષ્ઠ એવી ધર્મપ્રીતિને ત્યજીને તું દુઃખના કારણરૂપ ઉદ્ધતપણામાં તથા ઉપહાસાદિમાં શામાટે પ્રીતિ કરે છે?

મોટા દુઃખની નિવૃત્તિ કરવામાટે નાનું દુઃખ સહન કરવા મનુષ્યે તત્પર રહેવું જોઇએ. જુઓ, રોગી પણ પોતાના રોગની નિવૃત્તિમાટે ઔષધસેવન, પથ્યપાલન ને લાંઘણરૂપ અલ્પદુઃખ સહન કરે છે.

અવિવેકી મનુષ્યને જો ક્ષુરની ધારાપર રહેલા મધની ઊપમા આપવાજેવા વિષયોવડે સંસારમાં તૃપ્તિ થતી નથી તો પછી જેનો વિપાક કલ્યાણરૂપ મધુર છે એવા પુણ્યામૃતથી વિવેકી મનુષ્યને કેવી રીતે તૃપ્તિ થાય? નજ થાય.

વિવેકી મનુષ્યે સાવધાનતા ને ધૈર્યથી ક્લેશોના પ્રહારોને નિવારણ કરવા, અને નિર્ભયપણે ક્લેશોના ઉપર સુદૃઢ પ્રહાર કરવો. શસ્ત્રવિદ્યામાં કુશલ પુરુષ જેમ ખડ્ગવડે શત્રુસાથે યુદ્ધ કરતી વેલા પોતાનું રક્ષણ ને શત્રુનો નાશ કરે છે તેમ ક્લેશોસાથે યુદ્ધ કરવામાં સાધકે વર્તવાનું છે.

શત્રુની સાથેના ખડ્ગયુદ્ધમાં જેમ હાથમાંથી કોઇ કારણથી ચલાયમાન થયેલા પોતાના ખડ્ગને શત્રુના ભયનો વિચાર કરીને મનુષ્ય શીઘ્ર ગ્રહણ કરે છે તેમ પારમાર્થિક કર્તવ્યની સ્મૃતિરૂપ ખડ્ગ ચલાયમાન થાય તો નરકોનું સ્મરણ કરીને પુનઃ તે સ્મૃતિ મોક્ષસાધકે શીઘ્ર ગ્રહણ કરવી જોઇએ.

---

## ૧૧ અનન્યભક્તની મનોવૃત્તિના પરમાત્મપ્રતિ ઉદ્ગારો.

આ રમણીય પ્રાતઃકાલે હું આપના સુખદ દર્શનની બહુ લાલસા રાખતી હતી, પણ મારી તે લાલસા લેશ પણ સફલ થઇ શકી નહિ. ભૂતભવિષ્યનું ચિંતન નહિ કરનારાં સુખી પક્ષીઓ પોતપોતાના માળામાં બેઠાં બેઠાં સૂર્યોદયનો સમય સમીપ જાણી, પ્રસન્ન થઇ, નિદ્રા ત્યજી, કલરવ કરવા લાગ્યાં, પણ આપના સુખદ દર્શનના અભાવે મારા મુખમાંથી હર્ષધ્વનિ નીકળી શક્યો નહિ. તળાવમાંનાં કમલો સૂર્યોદય થયેલો જાણી સૂર્યના દર્શનવડે વિકાસ પામવા લાગ્યાં, પણ આપના સુખદ દર્શનના અભાવે મારું અંતઃકરણ ને મારું મુખ વિકાસ પામી શક્યાં નહિ. સૂર્યના પ્રકાશવડે આ પૃથિવીપર ફેલાયેલો ભય ઉપજાવનારો અંધકાર દૂર થયો, પણ આપના સુખદ દર્શનના અભાવે મારા

અંતઃકરણના ઉંડાણમાં ભરાઇ બેઠેલો ભય ઉપજાવનારો અજ્ઞાનરૂપ અંધકાર દૂર થયો નહિ, અને રમણીય સૂર્યપ્રકાશે વૃક્ષોને, દિવાચર પ્રાણીઓને ને પર્વતાદિને હસતાં કર્યાં, પણ આપે મને આપના રમણીય સ્વરૂપનું દર્શન કરાવી હસતી કરી નહિ.

આ ઊનાળાના મધ્યાહ્નકાલનો સૂર્ય જેમ પૃથિવીને તપાવે છે તેમ આપનો વિયોગ મને તપાવે છે, આ ગ્રીષ્મઋતુના મધ્યાહ્નકાલનો સૂર્ય જેમ સમુદ્રાદિના જલનું શોષણ કરે છે તેમ આપનો વિયોગ મારા હૃદયકુસુમના રસનું શોષણ કરે છે, અને જેમ આ ઊનાળાના મધ્યાહ્નનો પ્રચંડ સૂર્ય મનુષ્યાદિના શરીરબલને શિથિલ કરે છે તેમ આપનો દારુણ વિયોગ મારા બુદ્ધિબલને શિથિલ કરે છે.

સૂર્ય અસ્તાચલપર પડવાની તૈયારી કરવા લાગ્યો, સાયંકાલ થયો, રાત્રિનું આગમન સમીપ જાણી પક્ષીઓ પોતપોતાના માળાભણી ઊડવા લાગ્યાં, અરણ્યનાં દિવાચર પશુઓ પણ નિશાનું આગમન નિકટ જાણી પોતપોતાના નિવાસસ્થાનભણી જવામાટે દોડવા લાગ્યાં, ખેતરોમાં કામ કરનારાં માણસો વિશ્રામાદિમાટે પોતપોતાના ઘરભણી આવવા લાગ્યાં, પ્રવાસીઓ રાત્રિનિવાસમાટે સમીપના ગામમાં કે નગરમાં પહોંચી જવા ઊતાવળે ચાલવા લાગ્યા, અને પ્રકાશનું ને ઉષ્ણતાનું સામર્થ્ય ઘટવા લાગ્યાં. આમ પૃથિવીપર નાનાપ્રકારની વિચિત્રતાઓ સાયંકાલે જોવામાં આવી, પણ જેમના દર્શનની હું બહુજ આતુરતા રાખું છું તેમનું પુણ્યતમ દર્શન મને હતભાગીને આવી વેલાએ પણ થયું નહિ.

દ્રવ્યલાભના સંભવના અનુમાનવડે જેમ લોભી મનુષ્યના હૃદયમાં દ્રવ્યતૃષ્ણાનો પ્રવેશ થવા લાગે તેમ પ્રતીત થતી પૃથિવીપર અંધકાર પ્રવેશ કરવા લાગ્યો, આકાશમાં તારાઓ અને ગ્રહો પ્રકાશવા લાગ્યા,

પક્ષીઓ પોતપોતાના માળામાં નિદ્રાજન્ય વિશ્રાંતિ લેવા લાગ્યાં, મનુષ્યો આહારાદિ ગ્રહણ કરી નિદ્રાજન્ય સુખનો લાભ લેવાની તૈયારી કરવા લાગ્યાં, અર્ધી પૃથિવીપર શીતલતાનું ને શાંતિનું સામ્રાજ્ય ફેલાવા લાગ્યું, રાત્રિમાં ફરનારાં પશુઓ ને રાત્રિમાં ઊડનારાં ખેચરો પોતપોતાનો આહાર મેળવવામાટે પોતપોતાનાં નિવાસસ્થાનો ત્યજી ભ્રમણ કરવા ને ઊડવા લાગ્યાં, કમલોનાં ને કેટલાંક વૃક્ષોનાં પાનડાં સંકોચ પામી ગયાં, ચોરો ચોરી કરવામાટે વિચાર કરવા લાગ્યા, કોઇ કોઇ સ્થલે તમરાના ને કંસારીના શાંતિવિઘાતક તીણા શબ્દો સંભળાવા લાગ્યા, કોઇ નદીની કે ડુંગરોની બેખડોમાં, કોઇ ઝાડોપર ને કોઇ ઊજડ ઘરોપર ઘૂડના ભયંકર ને મલિન શબ્દો સંભળાવા લાગ્યા, મધ્યરાત્રિ થવાથી માણસો પોતપોતાના વ્યવહારો ને વિલાસો ત્યજી અર્ધમૃત્યુજેવી નિદ્રાને પ્રાપ્ત થવા લાગ્યાં, અને કેટલાંક માણસો આવી વેલાએ પોતપોતાની વાસનાવડે રચેલા જગત્‌માં પોતપોતાના અંતઃકરણ-વડે વિચરવા લાગ્યાં. આવી ભયભરેલી ને ગંભીર જણાતી અંધકારમય રાત્રિમાં આપના ભયવિનાશક દર્શનની મને ઘણી લાલસા છતાં પણ મને આપનું દર્શન થયું નહિ. હીનભાગીને તેના જીવનમાં બહુ અગત્યની હોય એવી વસ્તુ પણ ક્યાંથી મળી શકે ?

આ આશ્વિનમાસની પૂનમની રાત્રિની આહ્લાદક રૂપેરી ચાંદની પૃથિવીપર પ્રસરી રહી છે. રસિક ને સુખી મનુષ્યોના મનને તે આનંદ આપી રહી છે. જો આ વેલાએ મને આપનો સુખદ સાક્ષાત્કાર થયો હોત તો મારા અંતઃકરણને કેટલી શાંતિ, કેટલું સુખ ને કેટલી તૃપ્તિ થાત ?

કેવો રમણીય દિવસ ! જ્યાં જ્યાં મારી દૃષ્ટિ પડે છે ત્યાં ત્યાં

મને પ્રકાશજ પ્રકાશ પ્રતીત થાય છે. એ પ્રકાશ કોઇ સમીપના પદાર્થમાં સંશયવિપર્યય તથા ભયને ઉત્પન્ન થવા દેતો નથી, પણ તે નિશ્ચયને તથા નિર્ભયતાને પોષે છે. જો આપનો આહ્લાદક સાક્ષાત્કાર મને આવા પ્રકાશમય સમયમાં થયો હોત તો મારૂં હૃદય પ્રકાશથી અને આનંદથી ભરપૂર થઇ જાત.

આ કાર્તિકમાસ પ્રારંભાયો. આજે કાર્તિકમાસની પ્રતિપદા છે. આજે વિક્રમનું નવું વર્ષ બેઠું. લોકોનો મોટો ભાગ આજે પ્રસન્નમુખવાળો જણાય છે. પરમાનંદરૂપ આપના સાક્ષાત્કારવિના મને પ્રસન્નતાનો અનુભવ કેવી રીતે થઇ શકે ! આજે દેવદીવાળી થઇ. લોકોના મુખપર આનંદ ઝળકી રહેલો જોવામાં આવે છે, પણ આપના દર્શનવિના મને આનંદનું ભાન થતું નથી, મનુષ્યોને દુઃખાનુભવ કરાવનારો શરદ્‌નો તાપ શમ્યો, ને સુખનો અનુભવ કરાવનારી હેમંતની પરિમિત શીતલતા તેમને સુખનો અનુભવ કરાવવા લાગી, પરંતુ આપના શીતલ આવિર્ભાવવિના મારો તાપ દૂર થયો નહિ, ને મને શીતલતાનો અનુભવ પણ નજ થયો. સંન્યાસીઓના યોગીઓના ને સાધુઓના ચોમાસાના વ્રતની સમાપ્તિ થઇ, પણ મારા વિયોગજન્ય દુઃખાનુભવરૂપ વ્રતની સમાપ્તિ તો નજ થઇ.

આ માગશરમાસે નવાં અનાજના ઉપભોગવડે અને મચ્છર આદિ જંતુઓની નિવૃત્તિવડે મનુષ્યોને આનંદનો અનુભવ કરાવવા માંડયો, પરંતુ પરમપવિત્રસ્વરૂપ આપના દર્શનવિના મને આનંદનો અનુભવ થઇ શકતો નથી. આ માસમાં પૃથિવીપરનું વાતાવરણ શીતલ થયું, પણ મારા મનને શીતલતાની પ્રાપ્તિ ન થઇ.

પોષમાસ આવ્યો. વાતાવરણમાં શીતલતાએ પોતાનું પ્રાબલ્ય જણાવવા માંડયું, પણ આપના દર્શનના અભાવે મારામાં શાંતિનું

પ્રાબલ્ય જણાયું નહિ. ભગવાન્ ભાસ્કરે હવે દક્ષિણભણીથી ઉત્તરભણી પ્રયાણ કરવા માંડયું, પણ મારાં પ્રારબ્ધે દુઃખભણીથી સુખભણી પ્રયાણ કરવા માંડયું નહિ. દેવોની રાત્રિ સમાપ્ત થઇ, ને હવે દેવોના દિવસનો પ્રારંભ થયો, પણ મારા અંધકારની નિવૃત્તિ ન થઇ, ને મને પ્રકાશનું ભાન પણ ન થયું. શેરડી, બોળા ને ઘઉંના પોંકનો ઉપયોગ કરી કેટલાક મનુષ્યો સુખાનુભવ કરવા લાગ્યા, પણ સુખરૂપ આપના સાક્ષાત્કારવિના મને સુખાનુભવ ક્યાંથી થાય ?

માઘમાસ આવતાં વસંતપંચમી ને મહાશિવરાત્રિ આવ્યાં. વસંતપંચમીએ પોતાના આગમનથી પ્રથમરસવડે ( શૃંગારરસવડે ) અને શિવરાત્રિએ પોતાના આગમનથી અંતિમરસવડે ( શાંતરસવડે ) પોતપોતાના અધિકારી મનુષ્યોને આનંદ આપ્યો, પણ આપે કૃપા કરી મને દુર્ભાગીને આપના પરમરમણીય સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવી આનંદ આપ્યો નહિ. સુભાગીને સર્વત્ર સર્વદા સુખ સુલભ છે, પણ દુર્ભાગીને સર્વત્ર સર્વદા સુખ સુલભ હોતું નથી, પરંતુ તેને જ્યાં ત્યાં દુઃખજ સુલભ હોય છે. દૈવ દુર્બલનો ઘાત કરનારું મનાય છે તે માનવું મારા સંબંધમાં તો હું સાચું પડેલું અનુભવું છું.

માઘમાસ પૂરો થતાં આ ફાગણમાસ આવ્યો. પૂનમે બહાર લૌકિક હોળી બળતી પ્રતીત થાય છે, અને આપના દુઃસહ વિયોગથી હું મારા મનમાં અલૌકિક હોળી બળતી અનુભવું છું. વદિ પ્રતિપદાએ કેટલાક લોકો પ્રસન્નતાપૂર્વક અન્યના ઉપર ધૂળ ઊડાડતા પ્રતીત થાય છે, અને કેટલાક લોકો પ્રસન્નતાપૂર્વક અન્યના ઉપર અબીલગુલાલ નાંખતા પ્રતીત થાય છે; મારે તો આપના વિયોગરૂપ ધૂળ ઊડાડીને, અને આપના સંયોગરૂપ અબીલગુલાલ નાંખીને પ્રસન્ન થવાનો સમય પ્રાપ્ત થયો નહિ. ખાખરાઓ અને આંબાઓ પુષ્પમય થયા,

પણ આપના હૃદયવિકાસક સમાગમને અભાવે મારે ફૂલવાનો સમય નજ આવ્યો.

સૂર્યના પ્રખરતાપવડે પૃથિવીપરના વાતાવરણને ગરમ કરતો ને પૃથિવીને તપાવતો ચૈત્રમાસ આવ્યો. આ માસમાં આપના વિયોગવડે મારે પણ તપ્યા કરવાનુંજ રહ્યું. વૃક્ષો નવીન પાનડાંઓના આવિર્ભાવવડે શોભવા લાગ્યાં, પણ મારામાં આપનો આવિર્ભાવ ન થવાથી મારે શોભવાનો સમય ન આવ્યો. રામનવમીને દિવસે રામભક્તો રામજયંતીનો ઉત્સવ કરી પ્રસન્ન થવા લાગ્યા, પણ નવના અંકજેવા સર્વદા અવિકારી રહેનારા આપના અપરોક્ષાનુભવવિના મને પ્રસન્નતાનો અનુભવ શી રીતે થાય ? કોકિલાના સુંદર શબ્દો મનુષ્યોના કાનને આનંદ આપવા લાગ્યા, પણ આપના દર્શનવિના અને આપના મનોજ્ઞ શબ્દોના શ્રવણવિના મને આનંદાનુભવ ન થયો.

ઉષ્ણવાયુને પૃથિવીપર ફેંકતો ફેંકતો આ વૈશાખમાસ આવ્યો. હું પણ આપના અસહ્ય વિયોગમાં ઊના ઉચ્છ્વાસો છોડું છું. અક્ષયતૃતીયાનું પર્વ અન્ય લોકોને આનંદમય લાગે છે, પણ મને તો અવિનાશિરૂપ આપના આહ્લાદક સામીપ્યવિના તે નીરસ પ્રતીત થાય છે. ખરેખર મારા પ્રિયતમના સામીપ્યવિના મને તો આ સર્વ વિશ્વ અંધકારમય ને દુઃખમય પ્રતીત થાય છે. હે પ્રિયતમ ! હું તમને ક્યાં શોધું ? તમે પૃથિવીપર, વાયુમાં, આકાશમાં, ગ્રહોમાં કે તારાઓમાં પ્રતીત થતા નથી. તમે કૂપમાં, વાવમાં, કુંડમાં, તળાવમાં, નદીમાં કે સાગરમાં પણ પ્રતીત થતા નથી. તમે તૃણમાં, છોડમાં, વેલામાં કે વૃક્ષોમાં પણ પ્રતીત થતા નથી. તમે વનમાં, રણમાં કે ડુંગરોમાં પણ પ્રતીત થતા નથી. તમે નેસમાં, પલ્લીમાં, ગામમાં કે નગરમાં પણ પ્રતીત થતા નથી. તમે શેરીઓમાં, બજારોમાં, ઘરોમાં, હવેલીઓમાં ને મહેલોમાં

પણ પ્રતીત થતા નથી. તમે ધર્મશાલાઓમાં, ઉપાશ્રયોમાં, મઠોમાં, મસ્જીદોમાં ને ભિન્ન ભિન્ન પ્રકારનાં દેવમંદિરોમાં પણ પ્રતીત થતા નથી. તમે ક્યાં છો ? ને હું તમને ક્યાં શોધું ? તે તમેજ કૃપા કરીને મને બતાવો.

પૃથિવીને, વાયુને અને જલાશયોમાંનાં જલોને ઉષ્ણ કરી નાંખનારો આ જ્યેષ્ઠમાસ આવી પહોંચ્યો. વિરહતાપથી નિરંતર તપી રહેલી મને તે વધારે તપાવે છે. આ ભીમઅગ્યારશ મને ભયંકર પ્રતીત થાય છે. લોકો સૂર્યના તાપથી ને પ્રસ્વેદથી ખેદાનુભવ કરે છે, ને હું પણ આપના વિરહના તાપથી ને અસામર્થ્યથી ખેદાનુભવ કરું છું. હે વહાલા પ્રભો ! હવે મને બહુ તપાવો માં. આશ્રિતને તપાવવાની પણ કાંઇક મર્યાદા જોઇએ. મારા જેવી કોમલ ને નિરાધાર અબલા કેટલોક તાપ સહન કરી શકશે ?

સૂર્યના તાપથી તપી રહેલી પૃથિવીના ઉપર દયા દર્શાવી જલની વૃષ્ટિવડે પૃથિવીના તાપને શમાવતો આ દયાદૃષ્ટિવાળો આષાઢમાસ આવ્યો, છતાં આપે મારી વિરહપીડાનો કાંઇ પણ વિચાર ન કર્યો, ને કૃપાની વૃષ્ટિ કરવારૂપ દર્શન આપી મારા તાપનું શમન ન કર્યું. આકાશ વાદળાંઓથી ઘેરાયેલું પ્રતીત થાય છે, ને હું મુંઝવણથી ઘેરાયેલી પ્રતીત થાઉં છું. આકાશમાં વીજળીઓના ઝબકારા ને ગર્જના થાય છે, ને હું આપના દર્શનના વિચારમાં ઝબકી ઊઠું છું, તથા ક્યારેક ગાજી ઊઠું છું. ( બકવા લાગી જાઉં છું. ) નાનીમોટી નદીઓ વૃષ્ટિના જલની પ્રાપ્તિવડે ઊભળા મારતી સમુદ્રભણી દોડી જાય છે, ને હું પણ દુઃખના નાશની લાલસાથી ઊતાવળે આપના ભણી આવવા ઊછાળા મારી રહી છું. જલાશયોનાં જલો ડોળાયેલાં પ્રતીત થાય છે તેમ હું પણ આપના વિયોગથી

ડોળાયેલી સ્થિતિવાળી પ્રતીત થાઉં છું. વૃષ્ટિનું જલ પૃથિવીને મળવાથી પૃથિવી લીલાં તૃણાદિથી શોભી રહી છે, પણ મને આપના દર્શનરૂપ જલ ન મળ્યું તેથી હું આનંદયુક્ત થઇ શોભી રહી નથી. દિવસે થતી મોરની કેકા ને તેની કળા મનુષ્યોને ગંભીર આનંદ આપવા લાગી, પણ આપે મને પોતાનું દર્શન કરાવી એવો આનંદ આપ્યો નહિ. જેમ આ માસમાં રાત્રે થતા દેડકાના કર્કશ શબ્દો, તમરાના ને કંસારીના તીક્ષ્ણ શબ્દો અને આકાશમાં ઊડતા આગીઆઓના દેખાવો નબળા મનના મનુષ્યોને બીવરાવે છે તેમ મને પણ આપનો ભયભરેલો વિયોગ બીવરાવ્યા કરે છે. આ દેવશયની એકાદશીએ શ્રીવિષ્ણુએ શયન કર્યું, પણ આપના વિરહથી ઉત્પન્ન થતા દુઃખે શયન કર્યું નહિ. આ ગુરુપૂર્ણિમાએ શિષ્યોને પોતપોતાના ગુરુનું પૂજન કરવાનો શુભ લાભ મળ્યો, પણ મને આપનું પૂજન કરવાનો શુભ લાભ નજ મળ્યો. આ બધાં પર્વોના માસારૂપ ગણાતો દીવાસો આવ્યો, પણ મારામાં આપના દર્શનવિના સુખરૂપ દીપનો પ્રકાશ ન થયો.

શિવભક્તોને પ્રિય લાગતો શ્રાવણમાસ પણ ક્રમપૂર્વક આવી પહોંચ્યો. બળેવને દિવસે દ્વિજોએ જૂના જનોઇનો પરિત્યાગ કરી નવું જનોઇ ધારણ કર્યું, પણ મેં વિરહદુઃખનો પરિત્યાગ કરી આપના દર્શનની પ્રાપ્તિરૂપ સુખ પ્રાપ્ત કર્યું નહિ. મનુષ્યો રક્ષાબંધનવડે પ્રસન્નતા અનુભવવા લાગ્યા, પણ મને આપના સાક્ષાત્કારવિના પ્રસન્નતાનો અનુભવ શી રીતે થાય ? આ કૃષ્ણજન્માષ્ટમીએ વૈષ્ણવો શ્રીકૃષ્ણનો જન્મોત્સવ કરી આનંદાનુભવ કરવા લાગ્યા, પણ મારામાં આનંદરૂપ આપનું પ્રાકટ્ય થયા વિના મારે કેવી રીતે આનંદાનુભવ કરવો ?

આ ભાદરવામાં નદીઓનાં ને સરોવરોનાં જલો પ્રસન્ન (નિર્મલ) થયાં, પણ આપના દર્શનવિના મને પ્રસન્ન થવાનો અવસર આવ્યો

નહિ. ચોમાસાનાં નવીન શાકો ખાવાથી, શરદ્‌નો તીખો તાપ અનુભવવાથી, મલિન જલમાંથી ને લીલાં તૃણાદિમાંથી નીકળતા વિષમય વાયુનું નાસિકાદ્વારા ગ્રહણ કરવાથી તથા વિષવાળા મચ્છરોના દંશથી કેટલાક મનુષ્યો તાવથી પીડાવા લાગ્યા, હું પણ આપના વિયોગજન્ય મારા દુઃખનો અંત નહિ આવવાથી તે દુઃખવડે પીડાયા કરું છું.

નવરાત્ર, દશરા, શરદ્‌પૂનમ, ધનતેરસ, કાલીચૌદશ ને દીવાળીના જેવા લોકોને આનંદ આપનારા દિવસોવાળો આસોમાસ આવ્યો, ને લોકોને આનંદનું ભાન કરાવવા લાગ્યો, પરંતુ આપના વિયોગથી સતત દુઃખી રહેનારી મને આપના સાક્ષાત્કારવિના આનંદનું ભાન કોણ કરાવે ? નવરાત્રની રાત્રિઓ, શરદ્‌પૂનમની રાત્રિ ને દીવાળીની રાત્રિ રસિક બાલાઓને આનંદ આપે છે, પણ મને તો તે રાત્રિઓ આપના વિયોગે બહુ ઉદ્વેગ ઉત્પન્ન કરે છે.

આપ સમીપ રહીને મારાં સર્વ કથનો સાંભળો છો, ને મારી સર્વ સ્થિતિ ને મારા સર્વ વિચાર જાણો છો, છતાં આપ પ્રકટ થઇને શામાટે મારા દુઃખની શીઘ્ર નિવૃત્તિ કરતા નથી ? પલપછી પલ, ઘડીપછી ઘડી, મુહૂર્તપછી મુહૂર્ત, પહોરપછી પહોર, દિવસપછી દિવસ, અઠવાડીઆંપછી અઠવાડીઆં, પક્ષપછી પક્ષ, માસપછી માસ, અને વર્ષપછી વર્ષ ચાલ્યાં જાય છે, છતાં હે કરુણાસાગર ! આપે આ આપની દીન કિંકરીપર કરુણાની દૃષ્ટિ કરી નહિ, ને તેનાં તીવ્ર દુઃખોનો વિનાશ કર્યો નહિ.

હે મારા જીવનરૂપ ! હે નાથ ! આપ જે કરતા હશો તે સર્વદા સર્વથા યોગ્ય ને મારા પરમહિતને માટેજ કરતા હશો એમાં શંકા રાખવાનું મને કાંઇ પણ કારણ નથી. જો હું તેમાં કાંઇ પણ શંકા રાખું તો હું મહાપાપિની ગણાઉં. આપશ્રીના વિરહનું દુઃખ સહન ન

અત્યાથી હું આપશ્રીનો સાક્ષાત્કાર શીઘ્ર થાય એમ ઇચ્છું છું, પણ આવી અયોગ્ય આતુરતા જો કોઈ પણ પ્રકારે મારી અશ્રદ્ધાને પ્રકટ કરતી હોય તો તે મારી અયોગ્ય આતુરતા મારે પ્રસન્નતાપૂર્વક શીઘ્ર ત્યજી દેવી જોઇએ.

હે મારા પ્રાણાધાર! મારામાં રહેલા પાપસંસ્કારો, ચંચલતા ને મોહ દૂર થતાં આપ મારી પ્રાર્થનાની લેશ પણ વાટ નહિ જોતાં મને અચાનક આવી મળશો એવી મને સંપૂર્ણ ખાત્રી છે તો હવે મારે નિરર્થક વ્યાકુલ શામાટે થવું જોઇએ ? હવે તો મારે ઉત્તરોત્તર વધારે પવિત્ર થવામાટે, વધારે શાંત થવામાટે ને વધારે મોહરહિત થવામાટેજ અધિક અધિક પ્રયત્ન પરમાદરપૂર્વક સતત કરવો જોઇએ.

હે પરમોદાર! આપશ્રીની જે અમોઘ ને મહાબલવતી કૃપા રંક મનુષ્યને મહાધનવાન્ કરે છે, મૂર્ખને પંડિત કરે છે, બોલવાની આવડવિનાના મનુષ્યને બોલવામાં નિપુણ કરે છે, મહારોગીને નીરોગ કરે છે, કુરૂપને સુરૂપ કરે છે, વિષયીને વિરાગી કરે છે, નાસ્તિકને આસ્તિક કરે છે, અને સર્વ પ્રકારે દુઃખી રહેનારાને સર્વ પ્રકારે સુખી રહેનારો કરે છે તે આપની અમોઘ ને અગાધ સામર્થ્યવાળી કૃપા શું મને દુઃખિનીને સુખિની નહિ કરે ? અવશ્ય સમય આવે તે મને પરમ-સુખિની કરશેજ.

હે અનંતશક્તિવાળા ! આપ જલને ઠેકાણે સ્થલ કરવાના ને સ્થલને ઠેકાણે જલ કરવાના સામર્થ્યવાળા છો, આપ મોટા પર્વતની જગાએ મોટો ખાડો કરવાના ને મોટા ખાડાની જગાએ મોટો પર્વત કરવાના સામર્થ્યવાળા છો, આપ મહારાજાને મહારંક કરવાના ને મહારંકને મહારાજા કરવાના સામર્થ્યવાળા છો, આપ પરમસ્વતંત્રને કેવલ પરાધીન કરવાના ને કેવલ પરાધીનને પરમસ્વતંત્ર કરવાના

સામર્થ્યવાળા છો, આપ અધમને ઉત્તમ ને ઉત્તમ ગણાતાને અધમ કરવાના સામર્થ્યવાળા છો, આપ રાત્રિનો દિવસ કરવાના ને દિવસની રાત્રિ કરવાના સામર્થ્યવાળા છો, અને આપ જ્યાં કાંઇ પ્રતીત ન થતું હોય ત્યાં સર્વ પ્રતીત કરાવવાના ને જ્યાં અનેક પ્રાણિપદાર્થો પ્રતીત થતા હોય ત્યાં તેમનો અભાવ પ્રતીત કરાવવાના સામર્થ્યવાળા છો. આવા અનંતશક્તિવાળા આપ પરમદુઃખમાં દિવસો વ્યતીત કરતી એવી જે હું તેને ધારો તે વેલાએ પરમસુખિની કરવાના સામર્થ્ય-વાળા છો એમાં મને કાંઇ પણ શંકા નથી.

હે હૃદયેશ ! હવે આપશ્રીના સ્વરૂપવિના મને બીજા કોઇ પણ જડ પદાર્થમાં કે ચેતનપ્રાણીમાં રમણીયપણાનું ભાન થતું હોય તો તે દૂર થાઓ, અને કોઇ પણ સ્થાવરજંગમ પ્રાણિપદાર્થમાં મને રાગ રહેતો હોય તો તે પણ દૂર થાઓ. હવે "**न मे कश्चित् नाहं कस्यचित्**" (કોઇ મારું નથી ને હું કોઇની નથી) આવી અન્ય સર્વના પરિત્યાગની આરૂઢ નિષ્ઠા મારામાં ઉત્તરોત્તર સુદૃઢ થઇ મને આપમાંજ રમણીય-પણાનું સર્વદા ભાન રહો, આપના સ્વરૂપમાંજ મને સર્વદા શુદ્ધભાવ-વાળી પરમપ્રીતિ રહો, અને આપના સ્વરૂપમાંજ "તુમ હમારે હો ન હો પેં મેં તુમારી હો ચૂકી" આવી-સ્વાર્થયુક્ત સર્વ અવલંબનોના પરિત્યાગવાળી-અડગ અનન્યતા સર્વદા મારામાં વાસ કરીને રહો.

હે નિરાધારના સમર્થ સત્યાધાર ! હું આપને ત્યજીને હવે કયાં જાઉં ? હું કયાંઇ પણ સત્યસુખ જોતી નથી. હું જ્યાં જ્યાં દૃષ્ટિ કરું છું ત્યાં ત્યાં મને પરમાર્થવિચારે દૃશ્યનું અસત્પણુંજ પ્રતીત થાય છે, અને વ્યવહારપક્ષે તે સર્વમાં તૃણના જેવું તુચ્છપણું ને દુઃખવડે બંધન કર-નારાપણું પ્રતીત થાય છે. હું કલ્પિત પ્રાણિપદાર્થોનો અનુભવ કરી કરીને હવે બહુ થાકી ગઇ છું. હવે સર્વ પાપોને અને ભેદભાવને બાળી

ન રહે એમ જાણીને, સર્વ વિષયતૃષ્ણાઓને છેલ્લી રજા દઇને, અને આપશ્રીનેજ મારા અધિષ્ઠાનરૂપ સમજીને આપમાંજ અભેદભાવે સર્વદા વિરામ પામવા ઇચ્છું છું.

હે નિર્વિકલ્પ ! હવે હું વાસનાનુસાર થતી બાહ્યદૃષ્ટિવડે પ્રતીત થતા દૃશ્યને તથા હું, તું, તે અને આ એવા સર્વ વિકલ્પોને સત્ય માનવાના સ્વભાવનો પરિત્યાગ કરી એક આપશ્રીનેજ ત્રિકાલાબાધ્ય સત્ય માનું છું. હું હવે અસત્‌માંથી નીકળી સદ્રૂપ આપશ્રીમાં આવું છું, હું અંધકારમાંથી નીકળી હવે પ્રકાશરૂપ આપશ્રીમાં આવું છું, અને સર્વ દુઃખોનો પરિત્યાગ કરી હવે હું પરમસુખરૂપ આપશ્રીમાં આવું છું.

હે પ્રભો ! જે વાસ્તવિક નથી તે મને મિથ્યાજ પ્રતીત થાઓ, જે દુઃખરૂપ છે તે મને દુઃખરૂપજ જણાઓ, ને જે સુખરૂપ છે તે મને સુખરૂપજ પ્રતીત થાઓ.

જેમ અગ્નિના તાપથી ધાતુના મેલ બળી જઇ તે સ્વચ્છ થાય છે તેમ વિરહના તાપથી તપીને શુદ્ધ થયેલી હું હવે આપને વેલાસર મળી કૃતાર્થ થઇશ એમ મને જણાય છે.

---

## ૧૨ બ્રહ્મવિચાર.

હે મન ! અહિં બ્રહ્મજ સર્વોત્તમ છે માટે તું તેનોજ આદર-પૂર્વક સર્વદા વિચાર કર, ક્ષણભંગુર ને અપકારક વિષયોના નકામા વિચારો તું વારંવાર ન કર્યા કર.

હે મન ! બ્રહ્મવિચારરૂપ વા બ્રહ્મધ્યાનરૂપ પરમામૃતનો પરિ-ત્યાગ કરીને તું ભૂલથી કદીપણ હલાહલ વિષરૂપ શબ્દાદિ વિષયોનું

ધ્યાન નજ કરજે. વિષયધ્યાનની પછવાડે દુઃખની પરંપરા ચાલી આવે છે તે તું કદીપણ ભૂલીશ નહિ.

હે મન ! બ્રહ્મના ધ્યાનથી તને પરમશાંતિ, પરમાનંદ ને પરમતૃપ્તિની પ્રાપ્તિ થશે, અને શબ્દાદિ વિષયોનું ધ્યાન કરવાથી તને અવશ્ય પરમવ્યાકુલતા, પરમદુઃખ ને પરમ અતૃપ્તિની પ્રાપ્તિ થશે. હવે તે બેમાંથી તારે કોનું ધ્યાન કરવું યોગ્ય છે તે તું ધીરજથી વિચારી જોજે, ને પછી તને જે યોગ્ય લાગે તેનું તું સતત ધ્યાન કરજે.

બ્રહ્મવિચારથી બ્રહ્મવિચાર કરનાર મનુષ્યને બ્રહ્મનું જ્ઞાન થાય છે. બ્રહ્મનું જ્ઞાન મનુષ્યના ત્રિવિધતાપોનો આત્યંતિક બાધ કરે છે, તેને પરમાનંદની પ્રાપ્તિ કરાવે છે, તેના જીવનો જીવભાવ શમાવે છે, અને તેને કર્તવ્યના અવધિએ પહોંચાડે છે.

મુમુક્ષુએ જે ભણવાવડે બ્રહ્મસ્વરૂપ જાણવામાં આવવાનો સંપૂર્ણ સંભવ હોય તેજ ભણવું, તેણે જે વાંચવાવડે બ્રહ્મસ્વરૂપનું ભાન થવાનો સંપૂર્ણ સંભવ હોય તેજ વાંચવું, તેણે જે વસ્તુના વિચારવડે બ્રહ્માનુભવ થવાનો સંપૂર્ણ સંભવ હોય તેજ વસ્તુનો વિચાર કરવો, અને તેણે જે આચરણવડે બ્રહ્મસાક્ષાત્કાર થવાનો સંપૂર્ણ સંભવ હોય તેજ આચરણ સેવવું.

બ્રહ્માંડની અંતર ને બહાર સર્વત્ર બ્રહ્મજ વિલસી રહ્યું છે આ વિચારને મુમુક્ષુએ સુદૃઢ કર્યા કરવો, તેણે અન્ય કોઇ પણ મનુષ્યની કદીપણ નિંદા ન કરવી, અને અન્યની આગળ તેણે કદીપણ પોતાની પ્રશંસા ન કરવી, કિંતુ તેણે સર્વત્ર પોતાના મનનો સમભાવ રાખવો.

અન્યને બ્રહ્મવિચાર કરવાનું કહેવાને બદલે વિવેકી મનુષ્યે પોતાના અંતઃકરણનેજ બ્રહ્મવિચાર કરવાનું કહેવું યોગ્ય છે. જે મનુષ્યનાં

કુટુંબિજનો ભૂખે મરતાં હોય તે મનુષ્ય જો સદાવ્રત બાંધવાનો પ્રયત્ન કરવામાં કાલક્ષેપ કરે તો તે શી રીતે યોગ્ય ગણાય ?

ઘણું શાસ્ત્રાધ્યયન કરવાથી જો બ્રહ્મવિચાર કરવાનો અધિકાર પ્રાપ્ત ન થયો, પણ માત્ર મિથ્યાભિમાનજ પ્રાપ્ત થયું તો ઘણું ઔષધ ખાધા છતાં પણ થયેલો રોગ ન ગયાના જેવું ને નવો રોગ પ્રાપ્ત થયાના જેવું થયું.

આ સંસારરૂપ ભયંકર કારાગારમાં મનુષ્યને ધનાદિની તૃષ્ણા બેડીરૂપ છે, ને સગાંવહાલાંઓ તેની દેખરેખ રાખનાર પહેરેગીરરૂપ છે, તે બંને તે મનુષ્યને આ સંસારરૂપ કારાગારમાંથી નીકળવાના ઉપાયરૂપ બ્રહ્મવિચારમાં પ્રવૃત્તિ કરવા દેતાં નથી.

હે મૂર્ખમન ! તને તુચ્છ, મલિન, પરાધીન, બંધક ને દુઃખમય વિષયોનું સ્મરણ કરવું કેમ સારું લાગે છે ? ને રમણીય, પરમપવિત્ર, સ્વાધીન, બંધમાંથી છોડાવનાર ને પરમાનંદરૂપ બ્રહ્મનું સ્મરણ કરવું કેમ સારું લાગતું નથી ? તને પશુભાવ કેમ સારો લાગે છે ? ને બ્રહ્મભાવ કેમ સારો લાગતો નથી ? જાગ, વધારે જાગ. અસંગ, દુઃખશૂન્ય, પરમપવિત્ર ને પરમાનંદરૂપ બ્રહ્મના વિચારમાં સર્વદા પ્રવૃત્ત રહે, ને તેમાંજ સુસ્થિર થવા સાવધાનતા સેવ, અને તેમાંજ સુસ્થિર થઇ કર્તવ્યના અવધિને પામ.

પ્રાકૃત માણસો સ્થૂલ વિષયોમાં રમણ કરે છે, કવિઓ સૂક્ષ્મ વિષયોમાં રમણ કરે છે, ભક્તો કારણરૂપ વિષયમાં રમણ કરે છે, અને જ્ઞાનીઓ અધિષ્ઠાનરૂપ પરમરમણીય વિષયમાં રમણ કરે છે. હે સુખેચ્છુ અંતઃકરણ ! તારે પણ બ્રહ્મજ્ઞાન સંપાદન કરી અધિષ્ઠાનમાંજ સર્વદા રમણ કરવું જોઇએ.

હે અંતઃકરણ ! તું પ્રાકૃત જનોને રમણીય લાગતા દૃશ્ય વિષયો-

નું ચિંતન કરી શામાટે નિરર્થક વ્યાકુલ થાય છે ? નેત્રદ્વારા તું પ્રાકૃત જનોને રમણીય જણાનારા પ્રાણિપદાર્થોને ક્યા નિત્યસુખના લાભસારુ જોવા ઇચ્છે છે ? ને તું મૂર્ખ મનુષ્યોની સાથે વાણીદ્વારા વાતો કરવાને અથવા કાનદ્વારા તેવા મનુષ્યોની વાતો સાંભળવાને ક્યા નિત્ય સુખની ઇચ્છા રાખીને પ્રવૃત્ત થાય છે ? બ્રહ્મવિચારવડે શાંત થા, ને તેજ વિચારવડે સુખી થા.

હે મન ! તું પરમાસંગ, પરમપવિત્ર, જ્ઞાનનિધિ, પરમસૌંદર્ય-ભંડાર, દુઃખાતીત ને પરમાનંદરૂપ બ્રહ્મમાંજ પરમપ્રીતિ કરી તેમાંજ ઉત્સાહપૂર્વક વિરામ પામ. બહાર પ્રતીત થતા દૃશ્ય પ્રાણિપદાર્થમાં તું લેશ પણ રાગ નજ રાખ. ઉપયોગી સાધનમાં દૃઢતા રાખ. પૂર્વાપર વિચાર કરી તું અસાર ત્યજ, ને પરમસારને પરમપ્રીતિથી નિરંતર ભજ. જે વિચારમાં તારે સતત લીન રહેવું ઉચિત છે તેજ વિચાર-માં તું પરમાદરપૂર્વક સતત લીન રહે, પ્રમાદથી તું કદીપણ તારું કર્તવ્ય ભૂલીશ નહિ. સર્વદા પરમસાવધાન રહેજે, સમય ઊતાવળે ચાલ્યો જાય છે તે ભૂલીશ નહિ.

બ્રહ્મસ્વરૂપનું શ્રવણ, બ્રહ્મસ્વરૂપનું પવિત્ર ને એકાંત દેશમાં મનન અને બ્રહ્મસ્વરૂપનો પરમાદરપૂર્વક સતત વિચાર કરતાં તે મુમુક્ષુના બ્રહ્મજ્ઞાનના પ્રતિબંધક સંસ્કારો દૂર થઈ તે મુમુક્ષુને દુઃખ-રહિત પરમાનંદરૂપ બ્રહ્મનો સુસ્પષ્ટ સાક્ષાત્કાર થાય છે. બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં તે મનુષ્ય મુમુક્ષુ મટીને જ્ઞાની થાય છે. પછી તે જ્ઞાની પોતાના બ્રહ્માનુભવથી આવા ઉદ્ગારો કાઢવા ભાગ્યશાલી થાય છેઃ—

"હે પુણ્યશાલી જીવો ! તમે વિષયાનુરાગ, આળસ ને અશ્રદ્ધાનો પરિત્યાગ કરી આદરપૂર્વક નિરંતર બ્રહ્મવિચાર કરો. દૃશ્યના સંબંધના રાગરૂપવાળા વિચારોમાં તમે તમારું ઉપયોગી

જીવન નિરર્થક વ્યતીત નજ કરો. મહામૂલ્યવાળું છતાં ક્ષણભંગુર એવું માનવજીવન પામીને જો તમે મોટામાં મોટો લાભ મેળવવા ઇચ્છતા હો તો તમે અવશ્ય આદરપૂર્વક બ્રહ્મવિચાર કરવામાં પ્રયત્નવાળા થાઓ.

હે સજ્જનો ! જો તમે બ્રહ્મવિચાર કરવામાં આદરવાળા રહી તેનો પરિપાક થયે બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા ભાગ્યશાલી થશો તો તમે તમને અપ્રિય લાગતું દુઃખ કદીપણ અનુભવશો નહિ, અને તમને બહુ વહાલું લાગતું સુખ તમે સર્વદા અનુભવવા ભાગ્યશાલી થશો.

હે વિવેકીઓ ! બ્રહ્મવિચારના પ્રતાપવડે હવે આ શરીરમાં રહેલા ચિત્તને દશ્ય પ્રતીત થતાં છતાં પણ તે મિથ્યા છે એમ સ્પષ્ટ જણાય છે. નામ, રૂપ ને ક્રિયામાં તેને એક સચ્ચિદાનંદઘન વસ્તુજ વ્યાપી રહેલી અનુભવાય છે. આગળ આ ચિત્ત વારંવાર દુઃખનો અનુભવ કર્યા કરતું હતું, પણ હવે તે કોઇ પણ પ્રકારના દુઃખને સંભારતું કે જાણતું પણ નથી. હવે આ ચિત્ત જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેને પરમાનંદનુંજ ભાન થાય છે. હવે તેને શરીરના દીર્ઘ-જીવનની ઇચ્છા નથી, ને હમણાંજ આ શરીર મરણને વશ થાય તો તેનો તેને ખેદ પણ નથી. પરમરમણીય બ્રહ્મના દર્શનથી ને તેના સ્પર્શથી હવે તેને કોઇ પણ રૂપવાળાં પ્રાણીઓના દર્શનની કે તેમનો સ્પર્શ કરવાની લેશ પણ ઇચ્છા નથી. તે સર્વત્ર એકજ અદ્વિતીય-તત્ત્વને વિલસી રહેલું જુએ છે તેથી અન્યની પ્રતીતિના અભાવે હવે તે કોઇના ઉપર ક્રોધ પણ કરતું નથી. આગળ તેને સોનારૂપાના કટકાઓના ઉપર ને બીજા મોહક પદાર્થોના ઉપર બહુ રાગ હતો, ને તે વારંવાર તેની પ્રાપ્તિના ઉપાયોના ને તે પદાર્થોના ચિંતનમાંજ ગુંથાયેલું રહેતું હતું, પણ હવે તેને બ્રહ્મરૂપ અલૌકિક ચિંતામણિનો

લાભ થવાથી તે સર્વનું તેને સ્વાભાવિક વિસ્મરણ થયું હોય એમ જણાય છે. હવે વિવેકના લાભવડે તેણે મોહનો પણ પરિત્યાગ કર્યો છે, નમ્રતા ને સર્વાત્મદર્શનવડે તેણે ગર્વનો પણ પરિત્યાગ કર્યો છે, અને સર્વત્ર પોતાના અધિષ્ઠાનના સદ્‌ભાવના દર્શનવડે તેણે ઈર્ષ્યાનો પણ પરિત્યાગ કર્યો છે.

હે મુમુક્ષુઓ ! આ ચિત્ત હવે જાણે આગળનું ચિત્તજ ન હોય એવું થઇ ગયું છે. તેની શાંતિ, તેનું સુખ ને તેની તૃપ્તિ તેનેજ ગ્નાત છે, તમને શબ્દવડે તે સમજાવી શકે એમ નથી. હવે તેને અજ્ઞાન ભય આપતું નથી, વિષયો તેને પોતાનું પ્રાબલ્ય જણાવી પોતાના ભણી ખેંચી શકતા નથી, ને કોઇ પણ પ્રતિકૂલ વિષય તેને ભય કે ખેદ ઉપજાવવા સમર્થ થતો નથી. ચિત્તની એવી સ્થિતિથી જીવનો જીવભાવ શમી ગયો છે. તે જીવભાવની જગા હવે બ્રહ્મભાવે લીધી છે. તેમાં બ્રહ્મભાવનો આવિર્ભાવ થતાં હવે તેનામ અસંગતા, પવિત્રતા, સત્યતા, ગ્નાનરૂપતા, આનંદરૂપતા, વિભુરૂપતા ને પરમસ્વતંત્રતા આદિ સ્વભાવો આવિર્ભાવ પામી સ્થાયી થયા છે. તેમાં રહેલો અંધકાર શમી ગયો છે. તે હવે પરમપ્રકાશમયજ થઇ ગયું છે.

હે શુભમાં રુચિ રાખનારાઓ ! તમે પણ તમારા ચિત્તને પવિત્ર કરો, તેને બ્રહ્મવિચારપરાયણ કરો, ને તેને બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવી તેના કૃતાર્થપણાવડે તમે પણ તમારી પોતાની કૃતાર્થતાનો અનુભવ કરવા સુભાગી થાઓ."

હાથમાં ઠીબડું લઇને ભંગીઆવાડામાં તેમને ઘેરથી ભીખ માગીને મનુષ્યે પોતાનું જીવન ચલાવવું એ સારું છે, પણ અત્યંત અપકારક અગ્નાનવડે હણાયેલું મનુષ્યનું જીવન સારું નથી.

જ્યાં શબ્દાદિ વિષયો નથી, જ્યાં વાણી આદિ કર્મેંદ્રિયો ને

શ્રોત્રાદિ જ્ઞાનેંદ્રિયો નથી, જ્યાં પાંચ પ્રાણો નથી, જ્યાં મન બુદ્ધિ ચિત્ત ને અહંકાર નથી, અને જ્યાં અજ્ઞાનનો અંશ નથી ત્યાં તારું (જીવનું) વાસ્તવિક સ્વરૂપ છે.—ત્યાંજ આત્માથી અભિન્ન બ્રહ્મ છે.

જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ ને મૂર્ચ્છા એ અંતઃકરણની અવસ્થાઓથી પર, વિશ્વ, તૈજસ ને પ્રાજ્ઞ એ અંતઃકરણની ત્રણ અવસ્થાઓના અભિમાનીથી ભિન્ન, સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ એ ત્રણ દેહોથી તથા અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય ને આનંદમય એ પાંચ કોશોથી પૃથક્, અને વૈખરી, મધ્યમા, પશ્યંતી ને પરા એ ચાર વાણીઓથી પર જે અસંગ ને અવિકારી ચેતન છે તેજ આત્માથી—તારા સ્વરૂપથી—અભિન્ન બ્રહ્મ છે.

અંતઃકરણનો, અંતઃકરણની વૃત્તિઓનો, ઇંદ્રિયોનો, ઇંદ્રિયોની વૃત્તિઓનો, પ્રાણાપાનનો, પ્રાણાપાનની વૃત્તિનો, સ્થૂલશરીરનો ને સ્થૂલશરીરના ધર્મોનો પ્રકાશક, જેનો અવિકારી જ્ઞાનસ્વભાવ કદીપણ લોપ પામતો નથી એવો, નિરુપાધિક પરમાનંદરૂપ અને ત્રણે કાલમાં એકરૂપેજ રહેનારો જે આત્મા તે તું છે. એ આત્મા બ્રહ્મરૂપ હોવાથી તું બ્રહ્મજ છે.

તું અંતઃકરણ નથી, ને અંતઃકરણના જે ધર્મો છે તે તારા ધર્મો નથી, તું પ્રાણ નથી, ને પ્રાણના ધર્મો તે તારા ધર્મો નથી, તું ઇંદ્રિયો નથી, ને ઇંદ્રિયોના ધર્મો તે તારા ધર્મો નથી, તું સ્થૂલશરીર નથી, ને સ્થૂલશરીરના ધર્મો તે તારા ધર્મો નથી, તું તો એ સર્વ જે અસત્, જડ ને દુઃખરૂપ છે તેના કરતાં વિપરીતસ્વભાવવાળો એટલે સદ્રૂપ, ચિદ્રૂપ ને આનંદરૂપ છે.

તું સ્થૂલશરીર, સૂક્ષ્મશરીર ને કારણશરીરનું અતિક્રમણ કરી તે સર્વના અધિષ્ઠાનરૂપ સ્વયંપ્રકાશ કૂટસ્થનો અનુભવ કર. એ સ્વયંપ્રકાશ કૂટસ્થજ તારું વાસ્તવિક સ્વરૂપ છે, સ્થૂલશરીરાદિ તું નથી.

જેમ ઘટાકાશ મહાકાશરૂપજ છે તેમ સ્થૂલાદિ ત્રણ શરીરના અધિષ્ઠાનભૂત તું બ્રહ્મરૂપજ છે. તું જો સ્થૂલશરીર નથી તો પછી તારા સ્થૂલશરીરની સાથે સંબંધ રાખનારાં પ્રાણીઓ ને પદાર્થો પણ તારાં નથી. તું સર્વદા અસંગ છે, અસંગનો કોની સાથે વાસ્તવિક સંબંધ હોય ?

તારા સ્થૂલશરીરમાં સર્વત્ર વ્યાપી રહેલું ચેતન જે ધ્યાનકાલે તારા હૃદયમાં વા તારા બ્રહ્મરંધ્રમાં વિશેષ પ્રકાશી રહેલું પ્રતીત થાય છે તેને અનુભવી તું શાંતિનો ને સુખનો અનુભવ કર.

પ્રતીત થતા સર્વ પ્રાણિપદાર્થોની પછવાડે પ્રકાશી રહેલા બ્રહ્મને શાસ્ત્રાદિથી પ્રાપ્ત કરેલી દિવ્યદૃષ્ટિવડે જો, આકાશમાં ચળકતા સૂર્ય, ચંદ્ર, ગ્રહો ને તારાઓમાં પ્રકાશતા બ્રહ્મને સૂક્ષ્મદૃષ્ટિવડે જો, આકાશમાં પ્રકાશી રહેલા બ્રહ્મને આર્ષદૃષ્ટિવડે જો, તારી અંતર ને તારા શરીરની બહાર સર્વત્ર પરિપૂર્ણ રહેલા બ્રહ્મને તારા સદ્ગુરુએ આપેલી દૃષ્ટિવડે જો. એ સચ્ચિદાનંદ બ્રહ્મવિના અહિં બીજું કાંઇજ સત્ય નથી, ને ઇચ્છવાયોગ્ય પણ નથી.

વિવેકી મનુષ્યે મનુષ્યજીવનનું ક્ષણભંગુરપણું વિચારી આળસનો, પ્રમાદનો, દીર્ઘસૂત્રતાનો, અશ્રદ્ધાનો, સંશયનો, ભ્રમનો ને અવ્યવસ્થાનો પરિત્યાગ કરી બ્રહ્મનો અપરોક્ષાનુભવ કરવા પરમાદરપૂર્વક સતત પ્રયત્ન કરવો જોઇએ.

જે બ્રહ્માનુભવથી મનુષ્ય ત્રિવિધ તાપોથી અત્યંત મોકળો થાય છે, અને અનવધિકાલપર્યંત પરમાનંદરૂપે સ્થિતિ કરવા ભાગ્યશાલી થાય છે તે બ્રહ્માનુભવ કરવા વિવેકી મનુષ્યે અવશ્ય આલસ્યાદિનો પરિત્યાગ કરી સદાગ્રહપૂર્વક શાસ્ત્રોપદિષ્ટ પ્રયત્ન કરવો જોઇએ.

વિષયતૃષ્ણા એ બ્રહ્મવિચાર કરવામાં મોટા વિઘ્નરૂપ છે. એ વિષયતૃષ્ણાને વિષયવિરાગની પ્રાપ્તિ કર્યા વિના દૂર કરી શકાતી નથી, વિષયોમાં સમજપૂર્વક દૃઢ દોષદર્શન કર્યા વિના વિષયવિરાગની પ્રાપ્તિ કરી શકાતી નથી, અને મહાપુરુષોના સમાગમવિના, સત્શાસ્ત્રોના મનનવિના ને અંતઃકરણની શુદ્ધિવિના વિષયોના વાસ્તવિક સ્વરૂપના વિચારપૂર્વક શબ્દાદિ વિષયોમાં ને તેનાં સાધનોમાં દૃઢ દોષદર્શન થઇ શકતું નથી.

વિષમય દાંતોવાળા કાળા નાગના જેવા વા હલાહલવિષના જેવા અપકારક વિષયોમાં જીવની અનાદિ કાલની દૃઢ ભ્રમણાથી પ્રીતિ થઇ ગયેલી છે તેથી તે પ્રીતિ સ્થિર બુદ્ધિએ વિષયોમાં ને તેનાં સાધનોમાં અડગ દોષદર્શન કરીને મુમુક્ષુએ દૂર કરવી જોઇએ. વિષયોમાં ને વિષયોનાં સાધનોમાં રહેલી પ્રીતિ જ્યાંસુધી મુમુક્ષુ નિર્મૂલ કરી શકે નહિ ત્યાંસુધી તે મુમુક્ષુ બ્રહ્મસાક્ષાત્કાર કરી કૃતાર્થ થઇ શકે નહિ.

વિષયો ને વિષયોનાં સાધનો અસત્ય, વિચાર કરનારને ગ્લાનિ ઉત્પન્ન કરે એવાં ને પોતાનામાં અનુરાગ કરનારને નાગપાશની પેઠે બાંધી રાખી તે મનુષ્યના પુરુષાર્થને હણનાર છે, છતાં ખેદની વાત છે કે મનુષ્યનો મોટો ભાગ મહામોહથી અંધ થઇ તે વિષયોની ને તે વિષયોનાં સાધનોની ઉપાસનામાં સદા નિમગ્ન રહેલો જણાય છે.

શબ્દાદિ પંચ તન્માત્રા, અહંકાર, મહત્તત્ત્વ ને પ્રકૃતિ એ આઠ અપરા પ્રકૃતિનું તથા જીવનામની પરા પ્રકૃતિનું ઉલ્લંઘન કરી શરીરની ને બ્રહ્માંડની અંતર તથા શરીરની ને બ્રહ્માંડની બહાર સર્વત્ર વ્યાપી રહેલા બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા વિષયવિરાગપૂર્વક દીર્ઘકાલ, નિરંતર, આદરપૂર્વક પ્રયત્ન કરવો એજ સમજુ મનુષ્યનું કર્તવ્ય છે.

# પુસ્તકોનું વિજ્ઞાપન.

શ્રીઉપનિષદો ૧૧૮–તેમાં ૧૨ મૂળ શબ્દાર્થ તથા તેનું વિવે અને ૧૦૬ ઉપનિષદોનો સાર. ત્રીજી આવૃત્તિ. રૂ. ૬–૪–૦ વેદાંત કાચા પુંઠાવાળું. રૂ ૩–૦–૦ પાકા પુંઠાવાળું. રૂ. ૩–૮–૦ પાતંજ યોગદર્શન પાકા પુંઠાવાળું. રૂ. ૩–૮–૦ સદુપદેશદિવાકર પ્રથમ કિ દ્વિતીય કિરણ ને તૃતીય કિરણ. પ્રત્યેકના. રૂ. ૦–૧૨–૦ સદુપ દિવાકર ચતુર્થ કિરણ. રૂ. ૧–૨–૦ સુબોધકલ્પલતા. રૂ. ૦– મનુષ્યમિત્ર. રૂ. ૦–૪–૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૧૧ થી ૨૫ સા ભેળું પુસ્તક. રૂ. ૦–૮–૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૨૬ થી ૩૫ રૂ. ૦–૮ ઉપદેશગ્રંથાવલિ અંક ૩૬ થી ૫૮ રૂ. ૧–૨–૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૧ થી ૧૦ સુધીનું ભેળું પુસ્તક. રૂ. ૦–૭–૦ સ્વાભાવિકધર્મ. રૂ. ૦–૨–૦ ઊલટી વાણીનું સ્પષ્ટીકરણ રૂ. ૦–૧ ૬ શ્રીનાથમરોદય. રૂ. ૦–૨–૬ શ્રીપ્રણવવિસ્તારપદ. રૂ ૦–૨–૦ શ્રીઅંતર્યામીના આદેશો. રૂ. ૦–૮–૦ શ્રીયોગપ્રભાકર. રૂ ૦–૩–૬ તાત્પર્યબોધિનીટીકાસહિત ભગવદ્ગીતાદિ પંચરત્ન. સુધારેલી બીજી આવૃત્તિ. રૂ. ૧–૮–૦ પ્રણવપદ. રૂ ૦–૩–૦ કર્તવ્યબોધ. રૂ. ૦–૮–૦ સદુપદેશમાળા ભાગ પહેલો. રૂ ૦–૩–૬ સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર. રૂ. ૦–૧–૦ સદુપદેશક પદો. રૂ. ૦–૧–૬ રહસ્યદીપિકાટીકાવાળાં શ્રીમદ્ભગવદ્ગીતા પાંચમી આવૃત્તિ. રૂ. ૩–૮–૦ નાથકાવ્ય. રૂ. ૦–૫–૦

ઉપરના ગ્રંથો નીચે લખેલે ઠેકાણેથી વિ૦પિ૦ થી વા રોકડા મૂલ્યથી મળી શકશે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ.
બીલખા. કાઠિયાવાડ.